# ધારાપોથી

યાને

## સરળ કાયદા

મોદી વકીલ
વિજાપુર.

# ધારાપોથી

યાને

# સરળ કાયદા.

લેખક અને પ્રકાશક,

**ચંદુલાલ મોહનલાલ મોદી**

વકીલ

વિજાપુર (ઉ. ગુજરાત.)

(વિજાપુર સુધરાઈના ઉપાધ્યક્ષ.)

કિંમત અઢી રૂપીયા.

પોસ્ટેજ વિ૦ આઠ આના.

# અર્પણપત્રિકા.

## નેકનામદાર સર વી. ટી. કૃષ્ણમાચારી,

કે. સી. આઇ. ઇ.

દિવાન સાહેબ, **વડોદરા રાજ્ય.**

આપ નામદારશ્રી સને ૧૯૨૭માં આ રાજ્યના દિવાન પદે નિમાયા ત્યારથી રાજ્ય અને પ્રજાના હિતનાં અનેક કાર્યો કરી રાજા પ્રજાનો અત્યંત પ્રેમ સંપાદન કરેલો છે.

હાલની વિસ્તૃત ધારાસભાની યોજના મંજુર કરાવવામાં આપ નામદારશ્રીનો મહાન ફાળો રૈયત કદી પણ ભૂલી શકે તેમ નથી. આ સિવાય પ્રજાપયોગી અનેક કામોમાં આપ નામદારશ્રીએ દરેક રીતે મદદ કરેલી છે, જે બદલ આ રાજ્યની રૈયત મુક્તકંઠે પ્રસંસા કરે છે.

સને ૧૯૨૭ પહેલાંની આપ નામદારશ્રીની ઉજ્જવળ કારકીર્દી કોચીન રાજ્યમાં અને મદ્રાસમાં પણ સરકાર અને પ્રજામાં ખ્યાતિ પામી છે.

આપ નામદારશ્રીમાં શાંતિ, પ્રસન્નતા ઇત્યાદી અનેક સદગુણોનો વાસ છે. કાયદા અને રાજ્યબંધારણના આપ નામદારશ્રી મહાન અભ્યાસી છો. આ પ્રમાણે અનેક સદગુણો

આપ નામદારશ્રીમાં એકત્ર થયેલા છે તેથી મુગ્ધ થઇ આ પુસ્તક આપ નામદારશ્રીને નમ્રતાપૂર્વક અર્પણ કરૂં છું.

આપ નામદારશ્રીએ અર્પણપત્રિકા સ્વીકારી તે બદલ હું સદાને માટે આપ નામદારશ્રીનો આભારી છું.

આપ નામદારશ્રી સહકુટુંબ સુખી અને તંદુરસ્ત દિર્ઘાયુ ભોગવો એજ મારી પ્રભુ પ્રાર્થના છે.

રંગપંચમી
સંવત ૧૯૯૭
**વિજાપુર.**

"આપ નામદારશ્રીનો કૃપાભિલાષી"
**ચંદુલાલ મોહનલાલ મોદી**
વકીલ વિજાપુર
(વિજાપુર સુધરાઇના ઉપાધ્યક્ષ.)



નેકનામદાર સર વી. ટી. કૃષ્ણમાચારી,

કે. સી. આઈ. ઇ.

દિવાન સાહેબ, વડોદરા રાજ્ય.

# લેખકના બે બોલ

સામાન્ય વ્યવહારમાં કાયદાની ઉપયોગી માહિતી પુરી પાડવા 'વકીલની સલાહ' નામનું પુસ્તક મ્હેં પ્રથમ પ્રસિદ્ધ કરેલું છે. તેને જનતાએ આવકાર આપી તેની હજારો નકલો એકદમ ખરીદ કરેલી, જેથી આ પુસ્તક પ્રગટ કરવા હું પ્રેરાયો. આ વિચાર અમલમાં મુકવા તરત હું નેક નામદાર દિવાન સાહેબને મળ્યો, અને તેઓ નામદારે મારા આ પ્રયાસને ઉત્તેજન આપી અર્પણપત્રિકા સ્વીકારવા કબુલ કર્યું એટલે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે તે બદલ તેઓ નામદારનો હું અત્યંત ઋણી છું

રાજ્યના ઘણા કાયદા સરળ ભાષામાં એકજ પુસ્તકમાંથી જાણવા મળે તેવો મારો આ પ્રયાસ છે. સદર પુસ્તકમાં **દિવાની, ફોજદારી, સુધરાઇ, ગામપંચાયત, જ્ઞાતિત્રાસ નિવારણ, ખેડુત કર્જ નિયમન, હિંદુ નિબંધ** વિગેરે અનેક કાયદાની હકીકત આ પુસ્તકમાં લેવામાં આવેલી છે; એટલે આ પુસ્તક ગામપંચાયત, સુધરાઈ, લાયબ્રેરી, રાજ્યની તમામ કચેરીઓ અને સમગ્ર રૈયતને ઉપયોગી થશે એમ મારૂં નમ્ર માનવું છે.

મારા મિત્ર અને ધારાસભાના સદસ્ય મંત્રી શ્રી. ચીમનલાલ ડી. પંચોળીએ વખતોવખત આ પુસ્તક બદલ

મને કિંમતી સલાહ આપી છે જે બદલ તેમના તરફની આભારની લાગણી હું વ્યકત કરૂં છું.

આ પુસ્તક સુંદર બનાવવાનો યશ મોનાર્ક પ્રીન્ટરીને છે તે બદલ તેના માલીકોનો આભાર હું પ્રદર્શીત કરૂં છું.

મને આશા છે કે મારા આ પ્રયાસને સૌ કોઈ ઉત્તેજન આપી આભારી કરશે.

રંગપંચમી
સંવત ૧૯૯૭
વિજાપુર

ચંદુલાલ મોહનલાલ મોદી
વકીલ

# અનુક્રમણિકા

# ધારાપોથી યાને સરલ કાયદા.

## જ્ઞાતિત્રાસ નિવારણ નિબંધ

**શ્રીમંત સરકારે** કૃપાવંત થઇ 'જ્ઞાતિત્રાસ નિવારણ નિબંધ' અમલમાં આણી પ્રજા ઉપર મહાન ઉપકાર કર્યો છે. પોતાની પ્રજા કેમ મહાન પ્રજા બની શકે તે જ આ નિબંધનો ખાસ ઉદ્દેશ દેખાયા વગર રહેતો નથી. મરજી ન હોય છતાં ખર્ચ કરવો પડે, દેશપર્યટન કરવામાં પ્રતિબંધ, લગ્નમાં પણ અમુક સ્થળ સીમામાંજ લગ્ન થઇ શકે તેવો પ્રતિબંધ, આવા આવા રિવાજોથી પ્રજાના વિચારો બહુ જ સાંકડા મનના બને એ સ્વભાવિકજ છે તે રિવાજો નાબુદ કરવા આ કાયદાથી સરળતા થઇ છે તે બદલ **શ્રીમંત સરકારનો** આ સ્થળે ખાસ જાહેર આભાર માનું છું.

કોઇ જ્ઞાતિમાં કોઇ 'ત્રાસદાયક રીતરિવાજ' હોય તો તે જ્ઞાતિના કોઇ પણ સખશને બંધનકારક ગણાતો નથી.

'ત્રાસદાયક રીતરિવાજ' એટલે જે રીતરિવાજ સામાજીક પ્રગતિને હાનીકારક, અગર કાયદાથી માન્ય કરેલાં કૃત્યો ઉપર નિર્બંધ મૂકનારો હોય, અગર જરૂર પડે તો ત્રાસદાયક હોવાનું હજૂર વખતોવખત ઠરાવે તે રીતરિવાજ સમજવો.

### ઉદાહરણો.

૧ જે રીતરિવાજ તેજ જ્ઞાતિમાં અમુક સ્થળ સીમામાંજ લગ્ન થઈ શકે એવો પ્રતિબંધ મૂકનારો હોય,

૨ એકવાર થયેલું સગપણ કોઇપણ કારણસર તોડી શકાય નહી એવો પ્રતિબંધ મૂકનારો હોય,

૩ મરજી ન હોય છતાં ખર્ચ કરવો પડે એવી ફરજ પાડનારો હોય,

૪ દેશ પર્યટન કરવાની સ્વતંત્રતા પર અંકૂશ મૂકનારો હોય.

ત્રાસદાયક રીતરિવાજના ઉલ્લંઘન માટે કોઇ આગેવાન અગર બીજો કોઇપિણ સખસ બહિષ્કારની અગર દંડની અગર દંડના સ્વરૂપની શિક્ષા કરી શકે નહીં; છતાં પણ કોઈ આગેવાન અગર બીજો કોઇપણ સખસ પોતાની જ્ઞાતિના કોઈપિણ શખસને લેખી અગર મોંઢાનો ઠરાવ કરીને અગર બીજી રીતે બહિષ્કારની અગર દંડની અગર દંડના સ્વરૂપની શિક્ષા કરે તો તેને છ માસ સુધીની આસન કેદની અગર રૂપીઆ એક હજાર સુધીના દંડની અગર બન્ને શિક્ષા થઇ શકે છે.

આ નિબંધ અમલમાં આવ્યો તે પહેલાં કોઈ શખસનો ત્રાસદાયક રિવાજનો ભંગ કરવા બદલ બહિષ્કાર કરવામાં આવ્યો હશે તો તે આ નિબંધ અમલમાં આવ્યો તે તારીખથી નિરર્થક ગણાશે અને તેનો અમલ બંધ પડશે. ( આ નિબંધ તા. ૧૪ માહે ડિસેમ્બર સને ૧૯૩૩ના રોજ અમલમાં આવ્યો છે. ) છતાં કોઈ આગેવાન અગર બીજો કોઇપણ સખસ ઉપર પ્રમાણે નિરર્થક થયેલો બહિષ્કાર ચાલુ છે એવું જાહેર કરશે અગર બહિષ્કાર કરવામાં આવ્યો હોય તે સખસ તરફ તે બહિષ્કાર ચાલુ છે એવી રીતે વર્તશે તો તેને પણ ઉપર જણાવ્યા પ્રમાણે શિક્ષા થશે.

‘ બહિષ્કાર ’ એટલે પંકિતવ્યવહાર, કન્યાવ્યવહાર, લ્હાણાં વ્યવહાર, વિગેર પ્રકારનો જ્ઞાતિ વ્યવહાર બંધ કરવો તે.

આ કાયદા મુજબના ગુન્હાનો ઇન્સાફ પહેલા વર્ગની સાધારણ ફોજદારી ન્યાયાધિશી કરી શકે છે. આવા ગુન્હાનો ફરિયાદ

ગુન્હાની ખબર મળ્યાની તારીખથી છ માસ પછી ચાલતી નથી એટલે છ માસની અંદર આવી ફરિયાદ દાખલ કરવી જોઇએ.

આ કાયદા મુજબના ગુન્હાની ફરિયાદ જે સખસને જ્ઞાતિ તરફથી દંડ અગર બહિષ્કારની શિક્ષા થઈ હશે તે શખસજ કરી શકે છે.

ફરિયાદી પાસેથી આરોપીએ જો કંઇ દંડ વસુલ લીધો હશે તો તે ન્યાયાધિશી શિક્ષાનો ઠરાવ કરતી વખતે પાછો અપાવશે.

આ નિબંધ મુજબનો ગુન્હો માંડી વાળી શકાતો નથી એટલેકે રાજીનામું થઇ શકતું નથી. તેમ ફરિયાદ પાછી પણ ખેંચી લેવા દેવામાં આવતી નથી.

જ્ઞાતિના આગેવાને કે બીજા કોઇ શખસે કરેલા કોઇ કૃત્યના સંબંધમાં કોઈ સખસને બીજા કાયદા પ્રમાણે દાદ લેવા આ નિબંધથી પ્રતિબંધ નડતો નથી.

# દેણગીઓ સ્વીકારવા સંબંધી નિયમ

શિક્ષણની સંસ્થાઓ, દવાખાનાં અગર બીજા લોકોપયોગી કામો માટે દેણગી આ નિયમમાં ઠરાવેલાં ધોરણોને પાત્ર રહીને આપી શકાય છે. આવી દેણગી સ્વીકારવી કે નહીં તે શ્રીમંત સરકારની મરજીની વાત છે.

બીજી રીતે ખાસ ઠરાવ્યું હોય તે શિવાય **પાંચસો રૂપીયાથી** ઓછી દેણગી સ્વીકારાતી નથી.

દેણગીના અંગે સરકારે બાંધકામ કરવાનું હશે, બીજો કોઇ ખર્ચ કરવાનો હશે, અગર કાંઇ યોજના કરવાની જરૂર હશે ત્યારે નાણાંની અગર બીજી કોઇ રીતની સવડ થતાં સુધી દેણગીનો અમલ કરવાનું મુલ્તવી રાખવા શ્રીમંત સરકાર મુખત્યાર છે. એમ કરવામાં આવે ત્યારે દેણગીનાં નાણાં સરકારમાં જમાં રહેશે અને તેના ઉપર ઉપજતું વ્યાજ તેમાં ઉમેરવામા આવશે.

દેણગીનો સ્વીકાર કર્યા પછી તેનો અમલ સાત વર્ષ સુધી કોઈ પણ કારણથી થશે નહીં તો દેણગીનાં નાણાં દેણગી આપનારને વ્યાજ સહ પાછાં આપવામાં આવે છે, પણ દેણગી આપનારે કોઇ શરત પુરી ન કરવાનાં કારણે અમલ થઇ શકયો નહીં હશે તો વ્યાજ મલતું નથી માત્ર દેણગીનાં નાણાં પાછાં મળે છે.

જે કામ માટે દેણગી આપેલી હોય તેના જેવાજ બીજા કામ માટે તે દેણગીનો ઉપયોગ કરવા શ્રીમંત સરકાર મુખત્યાર છે, પરંતુ દેણગી આપનાર હયાત હોય તો તેમની સંમત્તી મેળવવી પડે.

## દેણગીના પ્રકાર અને તે સ્વીકારવા વિશેષ શરતો.

શિક્ષણની સંસ્થામાં વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ, ઈનામ, પુસ્તકો, મિઠાઈ આપવા માટે દેણગી આપી શકાય છે તે માટે વિશેષ શરતો નીચે પ્રમાણે છે:-

(अ) દેણગીની રકમ એટલી હોવી જોઇએ કે તે ઉપર ૩૩/૪ ટકા લેખેના વ્યાજની રકમ જે કામ માટે દેણગી આપી હોય તે કામ માટે પુરતી થાય.

(ब) દેણગીની રકમ રોકડ અગર સરકારી જામિનગીરી ( Govrnment Security ) ના રૂપમાં હોવી જોઇએ. સરકારી જામીનગીરીના રૂપમાં હોય તો તે રાજ્યકોશાધિકારીના નામે ચઢાવી આપવી જોઇએ.

(क) ભંડોળનું નામ અને દેણગીની સ્પષ્ટ શરતો દેણગી આપનારે મુકરર કરવી જોઇએ.
"ઉપરની શરતો વિદ્યાધિકારીની પસંદગીને પાત્ર રહેશે."

શાળાનાં મકાનો બંધાવવા અગર વધારવા માટે અગર ખેતીવાડી અને હુન્નર ઉદ્યોગનું શિક્ષણ આપનારી શાળા ઉઘાડવા માટે દેણગી આપી શકાય છે તે માટે વિશેષ શરતો નીચે પ્રમાણે છે:—

(क) મકાન માટે જમીન સંપાદાન કરવા માટે તથા મકાન બાંધવા માટે થનારા એકંદર ખર્ચની નિદાન ૧/૨ જેટલી દેણગીની રકમ હોવી જોઇએ.

(ख) તે ઉપરાંત મકાનની વાર્ષિક દુરસ્તી વિગેરે નિભાવના ખર્ચ માટે બાંધકામ ખાતું ઠરાવે તે રકમ આપવી જોઇએ.

(ग) શાળાના મકાનને મદદ આપનાર એકજ ગૃહસ્થનું નામ આપી શકાશે.

(घ) મદદની અડધી રકમ રોકડ આપવી જોઇએ અને બાકીની રકમ માટે કબુલત કરી આપવી પડે.

(ङ) શાળાને પોતાનુ નામ આપવાની કોઈ ગૃહસ્થની ઇચ્છા હશે અને શાળાના વાર્ષિક નિભાવ માટે ઠરાવવામાં આવે તેટલી રકમ આપવા તે ખુશી હશે તો તે સ્વીકારવામાં આવશે.

(च) કોઇ સખસ તૈયાર મકાન શાળા માટે દેણગી તરીકે આપે તો તે સ્વીકારવામાં આવશે, પરંતુ બાંધકામ ખાતું ઠરાવે તેટલી નિભાવના ખર્ચની રકમ દેણગી આપનારે આપવી જોઇએ.

**ટીપ**—ખાનગી ગૃહસ્થ તરફથી દેણગી અપાયેલી હોય તો નિભાવના ખર્ચની અરધી રકમ જેટલું વ્યાજ ૩¾ ટકાના દરથી ઉપજે એટલી રકમ પ્રથમથીજ શ્રીમંત સરકારમાં ભરવી પડે છે.

પંચાયત જેવી સંસ્થા તરફની દેણગી હોય તો નિભાવની રકમ જે તે સાલ શરૂ થતાં ઓગસ્ટ માસની આખર સુધીમાં હિસાબી ખાતામાં ભરવી જોઇએ.

સરકારી શાળાઓના અંગે વધારાનું ઉંચું ધોરણ અગર નવીન અંગ્રેજી વર્ગ ઉઘાડવા માટેની દેણગીની વિશેષ શરતો નીચે પ્રમાણે છેઃ—

(क) (૧) માધ્યમિક શાળા અગર વધારાનું ઉંચું ધોરણ ઉઘાડવા માટે દેણગીની રકમ એટલી હોવી જોઇએ કે તે ઉપર ૩¾ ટકા લેખેના વ્યાજની રકમ, નવીન શાળા કે વર્ગ માટે ફીનું ઉપજ મજરે પકડતાં બાકી થનારા નિવ્વળ ખર્ચની રકમ બરોબર થાય.

(૨) નવીન શાળા કે વર્ગ ઉઘાડવા માટે ઉપર જણાવેલાં નિવ્વળ ખર્ચ શિવાય થનારા બીજા ખર્ચની રકમ

દેણગી આપનારે આપવી પડે છે. તે શીવાય દેણગીનો રકમ સ્વીકારાતી નથી.

(ख) ગુજરાતી અંગ્રેજી (એંગ્લો વ્હર્નાક્યુલર) શાળા ન હોય તેવાં ગામે અંગ્રેજી વર્ગ કે વર્ગો ઉઘાડવા માટે દેણગી આપનાર જો શિક્ષકનો પગાર, કંટિજન્ટ, ઇનામ તથા પાઠ્ય પુસ્તકોના ખર્ચને પહોંચી વળવા જેટલું વ્યાજ ૩½ ટકા લેખે ઉપજે તેટલી રકમ આપે તો શાળાનાં મકાનમાં સવડ હોય તો એવો વર્ગ ઉઘાડવામાં આવે છે.

સરકારી મદદ લેતી શાળાઓના અંગે મકાન તથા વસ્તીગૃહ બાંધવા માટેની દેણગી સારૂ તેવી જમીન સંપાદન કરવા માટે વળતરની રકમ તથા અંદાજી ખર્ચની નિદાન અરધી રકમ દેણગી આપનારે સરકારમાં ભરવી પડે છે. આ પ્રમાણે બંધાવેલાં મકાન, વસ્તીગૃહ કે શિલકી સામાન સરકારની માલકીના રહેશે અને કદાચ આવી સંસ્થા ભવિષ્યમાં બંધ પડે તો તેનો ઉપયોગ શાળાપયોગી કામે ખાતાની સમ્મતિથી થશે.

કોઇ કોલેજમાં અગર બીજી શિક્ષણની સંસ્થામાં કોઇ વિષય શિખવવા ખાસ અધ્યાપક નીમવા માટે દેણગીની રકમ એટલી હોવી જોઇએ કે તેના ઉપર ૩½ ટકા લેખે ઉપજતાં વ્યાજની રકમમાંથી એવા અધ્યાપકના પગારનો ખર્ચ થઈ શકે.

પાંચ માઇલ અંદર દવાખાનું ઉઘાડવા માટે, કુલ થનાર ખર્ચની અરધી રકમથી ઓછી રકમ લેવામાં આવતો નથી. આવી રકમ વધારે માણસો ભેગા થઇ આપી શકે અને રૂ ૫૦૦) થી વધારે રકમ આપનારના નામની તકતી ચોંટાડવામાં આવે છે. આવા દવાખાનાને પોતાનું નામ આપવા દેણગો આપનારની ઇચ્છા હોય તો તેણે નિભાવના કુલ ખર્ચની અરધી રકમ સરકારમાં પ્રથમથીજ

આપવી પડે છે. આ શિવાયનું દવાખાનું ઉઘાડવા માટે દેણગી આપનારે પ્રાથમીક સર્જરીના ખર્ચની કુલ રકમ તથા નિભાવના ખર્ચની પુરેપુરી રકમ આપવી પડે છે.

પ્રસૂતિગૃહ ઉઘાડવા માટે દેણગી આપનારે નિભાવના ખર્ચની અરધી રકમ આપવી પડે છે.

ટીપઃ–નિભાવના ખર્ચની રકમ આપવાની તે, તેટલી રકમ જેટલું દર વર્ષે સાડા ત્રણ ટકાના દરથી વ્યાજ ઉપજે તેટલી રકમ શ્રીમંત સરકારમાં પ્રથમથી ભરવી પડે છે.

એકસ્ રે, આંખની સારવાર અને એવાંજ બીજાં કામો સારૂ ખાસ સગવડ કરવા માટે દેણગી આપનારે એવી સગવડ માટે જોઇતાં સાધનોના ખર્ચની રકમ આપવી પડે છે.

કોઈ દવાખાનાના અંગે નર્સ અગર દાયણની કાયમની સવડ કરવા દેણગીની રકમ ઓછામાં ઓછી આઠ હજાર રૂપીઆ આપવી પડે છે. થોડી મુદત માટે આવી સવડ કરવાની હોય તો દેણગીની રકમ કુલ ખર્ચની અરધી જેટલી હોવી જોઇએ પરંતુ પાંચ વર્ષથી ઓછી મુદતના માટે આવી માગણી સ્વીકારવામાં આવતી નથી.

નીચલા વર્ગના દવાખાનાને ઉપલા વર્ગમાં ફેરવવા માટે દેણગીની રકમ, આવી ફેરફારી માટે થનારા એકંદર ખર્ચ જેટલી હોવી જોઇએ.

બે હજાર રૂપીઆ સુધીની દેણગી ખાતાના મુખ્ય અધિકારી સ્વીકારી શકે છે.

બે હજારથી વધારે અને દશ હજાર રૂપીઆ સુધીની દેણગી દિવાન સા. સ્વીકારી શકે છે. આ સિવાયની કોઇ પણ દેણગી સ્વીકારવી કે નહી તે માટે જે તે ખાતાએ શ્રીમંત સરકારનો હુકમ મેળવવો પડે છે.

નિશાળોમાં શિક્ષકોને લોકો તરફથી કાયમના સ્વરૂપની નહીં અથવા કોઇનું નામ રાખવા માટે નહીં એવી નાહની નાહની રકમની દેણગીઓ છોકરાંને ઇનામ આપવા, મિઠાઈ વહેંચવા વોગેરે બાબતો માટે આપવામાં આવે તેને આ નિયમમાં ઠરાવેલ રૂપિયા પાંચસોની આંટ લાગુ પડશે નહીં આવી દેણગી સ્વીકાર્યા બાબત વિદ્યાધિકારીને જાહેરાત આપવી તથા તે રકમનો હિસાબ તેમના તરફ મોકલવો.

કોઇ પણ શિક્ષણની સંસ્થા અગર દવાખાનું ઉઘાડવા શ્રીમંત સરકાર તરફથી તજવીજ થતી હોય તેમાં કોઇ સખસ ફાળો આપી શકે છે. તેવો ફાળો લેવા હરકત નથી તેમ તેને આ નિયમ લાગુ નથી

રૂપિયા પાંચ હજારથી વધારે રકમની દેણગી સ્વીકારવામાં આવે તો દિવાન સાહેબની સહીથી અને રૂપિયા ૫૦૦) થી ૫૦૦૦ સુધીની દેણગી બદલ ખાતાના મુખ્ય અધિકારીની સહીથી જાહેર ધન્યવાદ આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થાય છે.

રૂપિયા પાંચસો અને તે અંદરની દેણગી સ્વીકારવામાં આવે તો ખાતાએ સરકારી લખાણથી દાતાનો આભાર માનવો.

રાજકુંટુંબની કોઇ વ્યકિત તરફથી કોઇ પણ સંસ્થાને બક્ષીસ અગર દેણગી આપવામાં આવે ત્યારે ખાતાના મુખ્ય અધિકારીએ ખાનગી કારભારી તરફ પત્ર લખી તેમનો આભાર માંનવો.



# વારસાઈના દાખલા બાબત.

કોઈ ઇસમ મયત થાય અને તેની મિલ્કત બદલ ભાંજગડ હોય ત્યારે વારસાઇનો દાખલો અગર મૃત્યુપત્રનું પ્રમાણપત્ર લેવું પડે છે.

આવો દાખલો અગર પ્રમાણપત્ર મેળવવા બાબતની અરજી કરવાની તે જે મિલ્કતના સંબંધે અરજ કરવાની તે મિલ્કત અથવા તેનો કાંઈ ભાગ જે ઠેકાણે હોય તે ઠેકાણે અથવા જે મૈયતની મિલ્કતના સંબંધે અરજ કરવાની તે મૈયતનું જ્યાં કાયમનું રહેવાનું ઠેકાણું હતું તે ઠેકાણે મહાલ ન્યાયાધીશી તરફ કરવી જોઇએ.

આવી અરજમાં નીચે પ્રમાણે માહીતી લખવી:—

(૧) મૈયતના મરણની તારીખ, (૨) અરજી કરનારના તાબામાં આવવાની મિલ્કતની આશરે કિંમત (૩) મૈયત મરણ પામ્યો તે વખતે ન્યાયાધીશીની હદમાં તેનું કાયમનું રહેવાનું ઠેકાણું અથવા જે કંઈ મિલ્કત હતી તે.

વારસાઇના દાખલા બાબત અરજ કરવાની હોય ત્યારે ઉપર જણાવેલ માહિતી ઉપરાંત નીચેની માહિતી પણ લખવી:–

(૧) મૈયતના કુંટુંબના માણસો અને તે શિવાય તેનાં સગાં અને તેમનાં રહેવાનાં ઠેકાણાં.,

(૨) અરજ કરનારને કયા કારણસર અને કેટલો વારસો પહોંચે છે તે અને અરજ કરનાર શિવાય બીજા વારસો હોય તો તેઓને કયા કારણસર અને કેટલો વારસો પહોંચે છે તે,

(૩) અરજ કરનાર શિવાય બીજા વારસો હોય તો અરજ કરનાર પોતાનો હક્ક કયા કારણસર શ્રેષ્ટ માને છે તે.

મૃત્યુપત્રના પ્રમાણપત્ર બદ્દલ અરજ હોય ત્યારે, અરજ સાથે મૃત્યુપત્ર ( વીલ ) રજુ કરવું તે રજુ કરવા અડચણ લાગતી હોય

તો વીલની નકલ, મુસદ્દો અગર તે માંહેલા મજકુરનો લેખ રજુ કરવો આવી અરજમાં નીચે પ્રમાણે માહિતી પણ લખવી :—

(૧) જોડેલો લેખ એ મૈયતે કરેલું છેલ્લું મૃત્યુપત્ર છે,

(૨) મરનારે મૃત્યુપત્ર (વીલ) યોગ્ય રીતે કરેલું છે,

(૩) અરજ કરનાર એ મૃત્યુપત્ર (વીલ) માં નીમેલો મૃત્યુપત્ર ચલાવનારો અગર તે પૈકી એક છે,

(૪) અરજ કરનાર શિવાય બીજા સખસો મૃત્યુપત્રમાં મૃત્યુપત્ર ચલાવનારા નીમેલા હોય તો તેમનાં નામ અને ઠેકાણાં.

વારસાઇના દાખલા અગર મૃત્યુપત્રનું પ્રમાણપત્ર જે મિલ્કતના સંબંધે લેવા અરજ કરવામાં આવતી હોય તેજ મિલ્કત સંબંધે બીજી એકાદ અરજ થઇ છે કે નહિ અને થઈ હોય તો તે બદલની સર્વે માહિતી અરજમાં લખવી જોઇએ.

કોઇ ઇસમે ખોટો મજકુર કહીને અથવા ખોટી સૂચના કરીને અથવા મુકદમામાં મુદ્દાની હોય એવી કોઇ વાત ન્યાયાધિશીથી છુપાવીને દાખલો કે મૃત્યુપત્રનું પ્રમાણપત્ર દગલબાજીથી મેળવ્યું હશે તો દાખલો કે પ્રમાણપત્ર જે ન્યાયાધીશીએ આપ્યું હશે તે રદ કરી શકશે.

જેને દાખલો અથવા મૃત્યુપત્રનું પ્રમાણપત્ર આપેલું હોય તેની પાસેથી ન્યાયાધિશીને યોગ્ય લાગે તે વખતે જે માલમિલ્કત બાબત દાખલો અથવા પ્રમાણપત્ર આપેલું હોય તે માલમિલ્કતનો હિસાબ માગવાનો અધીકાર છે.

દાખલો અગર પ્રમાણપત્ર, જેને આપવાનો હુકમ થાય તેણે જામીન આપવા પડે છે પણ ખાસ કારણો હોય તો પ્રથમથી જ ન્યાયાધિશીને અરજ આપવાથી ન્યાયાધિશી જામીન લીધા વગર પણ દાખલો અગર પ્રમાણપત્ર આપી શકે છે.

સગીર, ગાંડો અથવા દિવાનો હોય તેને દાખલો અથવા મૃત્યુપત્રનું પ્રમાણપત્ર અપાતું નથી, પરંતુ તેના તરફે તેના પાલન કરનારને દાખલો અથવા પ્રમાણપત્ર મળી શકે છે, સગીરપણું, ગાંડપણ કે દિવાનાપણું મટયા પછી તે દાખલો જાણે કે તેવા સખસને મૂળથી આપ્યો હોય તે મુજબ તેનો અમલ થશે.

દાખલો અગર પ્રમાણપત્ર કોઈપણ પ્રાંતમાંથી મળેલું હોય તો પણ તેનો અમલ આખા રાજ્યમાં થઇ શકે છે.



# ગામ પંચાયત સંબંધી

## પંચાયત બંધારણ

આ રાજ્યની હદમાંના દરેક ગામે પંચાયત રહેશે, પરંતુ કોઇ ગામની વસ્તી ટુંકી અથવા પછાત હોવાના કારણે તેનાથી સ્વતંત્ર કામ કરી શકાશે નહિ એવું પ્રાંતના સુબાને લાગશે તો નજીકના સ્વતંત્ર રીતે કામ કરી શકે એવા ગામની સાથે મેળવી એવા બે અથવા વધારે ગામો માટે એક સ્વતંત્ર પંચાયત અગર આવા ગામની નજીકમાં સ્વતંત્ર રીતે કામ કરી શકે એવું ગામ ન હોય તો આજુબાજુના બે કે વધારે ગામો માટે સંયુકત પંચાયત સર-સુબાની સંમતિથી (સુબા) નીમે છે.

પંચાયતમાં દર **અઢીસો** માણસની વસ્તીએ કે તેના ભાગે **એક પંચ** નીમાય છે, પરંતુ કોઇ પણ પ્રસંગે ૭ કરતાં ઓછા અગર બાર કરતાં વધારે પંચ નીમાતા નથી. આ મુજબ પંચની સંખ્યા વહિવટદાર નકકી કરે છે.

પંચાયતમાં પંચ સરકાર તરફથી નિમાયલા અને મતાધિ-કારીઓ તરફથી ચૂંટાયેલા હોઈ શકે.

## પંચની ચૂંટણી

પંચની ચૂંટણી માટે દરેક ગામ તથા જથા હોય તો જથાના ભાગ વહિવટદાર નક્કી કરે છે.

ગામ પંચાયત સ્થાપવા હુકમ થાય કે તુરત, અગર ચુંટા-યલા પંચની મુદત પૂરી થતાં ત્રણ મહિના પહેલાં, પટેલ તલાટી દરેક ભાગની મતાધિકારીની યાદી તૈયાર કરી વહિવટદાર તરફ મોકલે છે. આવી યાદી તપાસી તેઓ જરૂરતે દુરસ્ત કરી મંજુર

કરી ગામમાં કે જથાના મુખ્ય ગામમાં મોકલે છે. આવી યાદી એકજ ગામની હોય તો તે ગામના ચોરામાં અગર પ્રસિદ્ધ જગાએ અને તે જથાની હોય તો તે જથાના દરેક ગામમાં તેની નકકલો ગામના ચોરામાં અગર પસિદ્ધ જગાએ ચોઢાય છે અને દાંડી પિટાવી લોકોને ખબર અપાય છે.

આવી યાદી પ્રસિદ્ધ થયા તારીખથી **૧૬ દિવસમાં** કોઈની તકરાર હોય તો વહિવટદાર તરફ અરજી કરી શકાય છે એટલે સંક્ષિપ્ત ચોકસી કરી વહિવટદાર નિકાલ કરે છે. તેઓ યાદીમાં ફેરફાર કરવા હુકમ કરે તો હુકમની લેખી ખબર અરજદાર તથા તલાટીને મળે છે. આવા હુકમથી થતો ફેરફાર તલાટી ઉપર જણાવ્યા મુજબ મંજુર કરેલી યાદી પ્રમાણે પ્રસિધ્ધ કરે છે. આવી તજવીજ થયા છતાં યોગ્ય ફેરફાર થયો નથી એમ કોઇને લાગે તો ખબર મળ્યા પછી **સાત દિવસની અંદર** પ્રાંતના સુબા તરફ અરજ કરી શકાય છે, સુબા હુકમ કરે તેનો અમલ થવા વહિવટદાર તરફ લખી મોકલે છે. આ પ્રમાણે થયા પછી પંચ થવા ઉમેદવારોએ, પોતાને પંચ થવું હોય તે ભાગ નકકી કરી અમુક તારીખમાં લેખી અરજી કરવી એવી જાહેરાત વહિવટદાર યોગ્ય તે પ્રસિધ્ધ કરાવે છે અને દાંડી પણ દરેક ગામમાં પિટાવે છે. મુદત પુરી થયા પછી આવેલી અરજીઓ વહિવટદાર તપાસી લે છે અને તેમાં કોઇ ઉમેદવારે એક ભાગ કરતાં વધારે ભાગ માટે ઉમેદવાર હોવાનું લખ્યું હશે તો યોગ્ય લાગે તે ભાગ માટે તે ઉમેદવાર છે એમ ઠરાવે છે. માર્ચ માસ આખર ચૂંટણીનું અને નિમણુંકનું કામ પુંરૂં થઇ શકે તે ધોરણે દિવસ, વખત અને જગા ઠરાવવામાં આવે છે.

મત લેવા સારૂ બે ગૃહસ્થોની વહિવટદાર નિમણુંક કરે છે અને ભાગવાર યાદી તથા પત્રકો તલાટી તરફ મોકલે છે.

આવી યાદી અને પત્રકો મળ્યા પછી મત લેવાની તારીખના બે દિવસ પહેલાં દરરોજ, અને મત લેવાની તારીખના દિવસે સવારે, મત લેવાનો દિવસ, વખત અને જગ્યા બાબત ગામમાં તલાટી દાંડી પિટાવે છે. સૂર્યોદયથી સુર્યાસ્ત સુધીમાં મત લેવાય છે. આવા મત ગામના ચોરામાં, ધર્મશાળામાં, મંદીરમાં કે એવીજ સાર્વ-જનિક જગામાં ઉમેદવારની સમક્ષ લેવાય છે. મત આપનારા સખસો જે ઉમેદવારને મત આપે તે ઉમેદવારનું નામ અને મત આપનારનું નામ, મત લેનાર અમલદાર લખી લે છે. મત લેનાર અમલદાર, પત્રકમાં મત આપનારની સહી અગર અભણ હોય તો બીજાના પાસે તેની સહી કરાવી અંગુઠાનો છાપ પણ લે છે.

પડદાનશીન સ્ત્રીઓને મત આપવો હોય તો મત લેનાર અમલદાર તે સ્ત્રીના ઘેર જઈ મત નોંધી લે છે.

મત લેવાનું કામ પૂરૂં થાય કે તરતજ, અથવા મત લેવાના દીવસે સુર્યાસ્ત થાય કે તરત વિશેષ હકીકત લખવાની હોય તે લખી પત્રકો કવરમાં ઘાલી પોતાની મોહોર કરી તે ગામ પંચાય-તના અધ્યક્ષને અને અધ્યક્ષ નિમાયેલ ન હોય તો પટેલને આપવો, અને અધ્યક્ષે અગર પટેલે તરત વહિવટદાર તરફ મોકલવો. વધારેમાં વધારે મત મળેલા ઇસમો એકથી વધારે હોય ત્યારે તે પૈકી યોગ્ય ઇસમને વહિવટદાર પંચ નીમે છે.

કોઈ પણ પંચની ચૂંટણીના કાયદેસરપણા બાબત અથવા વહિવટદારે ઉપર બતાવેલા યોગ્ય ઇસમને પંચ નીમ્યો હોય તે હુકમના અથવા ચલાવેલા કામના કાયદેસરપણા બાબત તે ચૂંટ-ણીમાં મત આપવાને અથવા પંચ થવા લાયક હોય તે સખસની તકરાર હોય તો **ચૂંટણીનું પરિણામ જાહેર થયાની તારી-ખથી પંદર દિવસનાં અંદર** તે મહાલના **મહાલ ન્યાયાધિ-શને** અરજી કરી શકે છે. જરૂર તે ચોકસી કરી જે ચૂંટણી કે

તેના ભાગ વિષે તકરાર હોય તેટલા પૂરતુંજ ચૂંટણીનું પરિણામ કે હુકમ કાયમ કરવા, રદ કરવા અથવા દુરસ્ત કરવા મહાલ ન્યાયાધિશ હુકમ કરી શકે છે. જો ગેરશિરતપણાથી કે અનિયમિતપણાથી ચૂંટણીનો નિકાલ કરવામાં મહત્વની ભૂલ થયેલી નથી એમ ન્યાયાધિશને લાગશે તો વહિવટદારના હુકમો ફેરવશે નહી. **મહાલ ન્યાયાધિશના ઠરાવ ઉપર વિવાદ કે તપાસણી અરજ ચાલતી નથી.**

ચૂંટણીમાં મત આપવાનો અધિકાર નીચે લખેલા પ્રકારના ગામના રહીશ હોય એવા દરેક સખસને છે:—

(૧) દશ રૂપિયા કિંવા હજુર હવે પછી જે રકમ ઠરાવે તે રકમથી ઓછી નહી તેટલા આકારની જમીનનો ખાતેદાર હોય તે.

(૨) જેની તે ગામમાં અથવા જથામાં રૂપિયા બસો અગર હજૂર હવે પછી જે રકમ ઠરાવે તે રકમ કરતાં ઓછી નહી એટલી કિંમતની સ્થાવર મિલ્કત હોય તે, અગર

(૩) જેની દર સાલ સો રૂપિયા અગર હજૂર હવે પછી જે રકમ ઠરાવે તે રકમ કરતાં ઓછી નહી તેટલી પેદાશ હોય તે, અગર

(૪) કેળવણી પામેલા એટલે મેટ્રીક, સ્કુલ ફાયનલ અગર તેથી ચઢતા દરજ્જાની અગર દેશી ભાષાની સ્કુલ ફાયનલની અગર નિદાન દેશી ભાષાના છઠ્ઠા ધોરણની પરિક્ષા પસાર કરી હોય તેને.

જ્યાં પંચાયતના બધા પંચ ચૂંટણીથી નિમવાનો અધિકાર વિશેષ રીતે આપવામાં આવેલો ન હોય ત્યાં ૢ સરકાર તરફથી નિમાયલા અને ૢ ચૂંટાયેલા પંચ હોય છે.

સરકાર તરફથી નીમવાના પંચો વહિવટદાર નિમે છે. ચૂંટા-યલા સભાસદોની જે સંખ્યા ઠરાવેલી છે, તે સંખ્યા જેટલા લાયક સખસો ચૂંટાઇ આવ્યા ન હોય અગર ઉમેદવારી કરવા બહાર પડયા ન હોય તો ખૂટતી સંખ્યા પુરતા **પંચ થવા લાયક હોય** તેમને વહિવટદાર નિમે છે. નીચેની લાયકીવાળા સખસ પંચ નિમાવા અગર થવા લાયક છે:—

(૧) તે ગામનો અથવા જથા પૈકી કોઇ ગામનો રહીશ હોય અને પચીસ અગર હજૂર વખતોવખત જે રકમ ઠરાવે તેટલી રકમ કરતાં ઓછી નહીં તેટલા આકારવાળી **સરકારી** જમીનનો ખાતેદાર હોય, અગર

(૨) એક હજાર રૂપિયા અગર હજૂર વખતો વખત જે રકમ ઠરાવે તે કરતાં ઓછી નહીં એટલી રકમની સ્થાવર મિલ્કતનો માલિક હોય, અગર

(૩) દર સાલ **ત્રણસો રૂપિયા** અગર હજૂર વખતો વખત જે રકમ ઠરાવે તે કરતાં ઓછી ન હોય એટલી રકમ કોઈ પણ ધંધાથી પેદા કરતો હોય, અગર

(૪) મેટ્રીક, સ્કુલ ફાયનલ અગર તેથી ચઢતા દરજ્જાની, અગર દેશી ભાષાની સ્કુલ ફાયનલની, અગર નિદાન દેશી ભાષાની છઠ્ઠા ધોરણની પરિક્ષા પસાર કરી હોય.

**ઉપરનાં લાયકાંવાળો સખસ પંચ તરીકે નિમાઇ શકે** છે. **પરંતુ** ઉપર પ્રમાણે કોઇ સખસ લાયક હોય તોપણ જે ગુન્હા માંડી વાળી શકાતા નથી એવા ગુન્હા પૈકી કોઈ પણ ગુન્હા બદલ તેને શિક્ષા થયેલી હોય, સુલેહ રાખવા સારૂ અગર સારી ચાલ ચાલવા બદલ તેનો જામીન લેવામાં આવ્યો હોય, તેને કોઈ પણ પંચાયતમાં નિમવો નહી એવો હજૂરથી હુકમ થએલો હોય, જેને કોઇ પણ કારણથી પ્રાંતના સુબાએ અગર તેમની મંજુરીથી

નાયબસુબાએ કમી કરવાનો હુકમ કર્યો હોય, અગર જે સખસને દિવાની ન્યાયાધિશીમાંથી નાદાર ઠરાવેલો હોય તે સખસ **પંચ થવા કે નિમાવા નાલાયક ગણાય છે.**

## ટીપઃ-ચૂંટણીથી આવવાના પંચોમાં સરકારી નોકર ઉમેદવારી કરી શકતો નથી.

જે ગામે પંચાયત નીમવામાં આવી હોય તે ગામના, અને ગામોના જથા માટે પંચાયત નીમવામાં આવી હોય તો તે જથાના મુખ્ય ગામના મુખી પટેલ અને નિશાળનો મહેતાજી વિશેષ હુકમના અભાવે સરકાર તરફથી નિમાયલા પંચોમાં પંચ રહેશે.

કોઇ ગામનો તલાટી કામકાજમાં હુંશિઆર અને પંચ તરીકે નિમવા લાયક જણાય અને પંચાયતનું કામ સરળ અને સારી રીતે ચાલવા માટે એવા પંચની જરૂર છે એમ વહિવટદારને લાગે તો તેવા તલાટીને નિમી શકાય છે પણ આવી રીતે નિમવાથી સરકાર તરફથી નિમાયેલા સભાસદોના પ્રમાણમાં વધારો થતો હોય તો નિમાય નહી.

પંચોના નામની યાદી વહિવટદાર તૈયાર કરી તે ઉપર પોતાની સહી તથા શિક્કો કરી જે તે ગામના તલાટી તરફ મોકલશે અને તલાટી તે યાદી ચોરામાં અગર બીજી પ્રસિદ્ધ જગોએ ચોઢી લોકોને ખબર આપશે.

કોઇપણ પંચાયતની ત્રણ સાલી મુદત ચાલુ હોય તે દરમ્યાન કોઇપણ પંચ મરણ પામે; અગર રાજીનામું આપે; આગળ જણાવ્યા પ્રમાણે ભરવાની પંચાયત સભામાં સતત ત્રણ વખત ગેરહાજર રહે; જો તે પંચ ચૂંટણીથી આવેલો હોય અને સરકારી નોકરીમાં દાખલ થાય તો કમી કરવાનો અધિકાર જે તે વિભાગના નાયબ સુબાને છે.

પંચ થવા **નાલાયક ગણાય છે** તેવા કોઇ કારણને લીધે અગર બીજા કોઈ કારણથી કોઈ પંચ નાલાયક થાય તો તેને કમી કરવાનો અધિકાર સુબાને છે, અને આવી રીતે કમી થયેલ પંચ નવીન ચૂંટણીમાં ચૂંટાઈ આવવા નાલાયક ગણાય છે.

કમી થયેલા પંચની બાકી રહેલી મુદત માટે બીજા પંચના ચૂંટણી કરવામાં આવે છે; માત્ર કમી થયેલો પંચ અધ્યક્ષ હોય તો તે નવીન ચૂંટાઈ આવેલા પંચને અધ્યક્ષ ગણવામાં આવતો નથી પણ અધ્યક્ષની નવેસર ચૂંટણી થાય છે,

ઉપર પ્રમાણે કોઇપણ પંચની જગો ખાલી પડે તો બીજો પંચ નિમાતાં સુધી તે જગો ખાલી નથી એમ સમજી બાકીના પંચો કામ કરી શકે છે.

પંચાયત પોતાનામાંથી ચિટણીસ નીમી શકે પણ એમ બને તેમ ન હોય તો બહારના ઇસમને મહેનતાણું આપી ચિટણીસનું કામ કરાવી શકાય, પરંતુ આ પ્રમાણે બનવા જેવું ન હોય ત્યાં નિશાળના મહેતાજીને ચિટણીસનું કામ આપી શકાય અને તેને તે બદલ જરૂર પડે તો મહેનતાણું આપવું. આ પ્રમાણે પણ તજવીજ ન થઇ શકે તો તલાટી પાસેથી ચિટણીસનું કામ કાયદેસર મહેન-તાણાથી કરાવી શકાય.

## પંચાયતના અધિકાર તથા કર્તવ્યો.

દરેક ગામ પંચાયતે નીચે મુજબ **અવશ્ય કામો** કરવાનાં હોય છેઃ—

(૧) વાપરવા સારૂ તથા પીવા સારૂ પાણીનો પુરવઠો કરવાનુ કામ,

(૨) ગામની સ્વચ્છતા તથા આરોગ્યરક્ષણ સંબંધી કામ,

(૩) ગામનું ગામઠાણ તથા સીમની અંદરના સાર્વજનિક રસ્તા તૈયાર કરવાનું તથા તે દુરસ્ત કરવાનું કામ,

(૪) ગામના કુવા, તળાવ વિગેરે સાફ રાખવાનું તથા તેમની જૂજ દુરસ્તી કરવાનું કામ,

(૫) સાર્વજનિક દેવસ્થાન, ધર્માદાય વિગેરેની વ્યવસ્થા અગર દેખરેખ રાખવાનું કામ,

(૬) સરકારી અગર સાર્વજનિક મિલ્કતની વ્યવસ્થા અગર દેખ-રેખ રાખવાનું કામ,

(૭) પ્રાંત પંચાયત સોંપે તેવાં સાર્વજનિક મકાનો બાંધવાનું કે દુરસ્ત કરવાનું કામ,

(૮) શિતળા ટંકાવવાની તજવીજનું કામ,

(૯) શાળા ઉપર દેખરેખ રાખવાનું કામ,

(૧૦) ગામ નોકરો ઉપર દેખરેખ રાખવાનું કામ,

(૧૧) ફરજીયાત કેળવણીના કાયદાનો અમલ કરાવવાનું કામ,

(૧૨) બાળલગ્ન પ્રતિબંધક નિબંધનો અમલ કરવાનું કામ,

(૧૩) વજન માપ સંબંધી દેખરેખ રાખવાનું કામ,

(૧૪) હિમાયત તથા ગામાત તળાવોની વ્યવસ્થા સંબંધી કામ,

(૧૫) સરકારી કામે મજૂર, ગાડાં વિગેરે પૂરાં પાડવા સંબંધી નિયમ પ્રમાણે કામ બરાબર થાય છે કે નહીં તે જોવાનું કામ,

(૧૬) ગામમાં ચેપી રોગ ઉત્પન્ન થાય તો તે શમન કરવા સંબંધી તાત્કાલીક ઈલાજ લેવાનું કામ,

(૧૭) આગ, રેલ કે અતિવૃષ્ટી જેવા આકસ્મિક પ્રસંગે આપત્તિમાં આવેલી જીંદગી તથા મિલ્કતનો બચાવ કરવા તાત્કાલિક ઈલાજ લેવા સંબંધીનું કામ,

(૧૮) ગૌચર માટે મુકરર કરેલી જમીન સાફસુફ રખાવવાનું, તેની અંદરના ખાડા પૂરાવવાનું અને તેવાજ પ્રકારનું બીજું કામ,

(૧૯) સીમના પાણીના કુદરતી માર્ગો સાફ અને દુરસ્ત સ્થિતિમાં રાખવાનું કામ.

દરેક પંચાયતે નીચે મુજબ **મરજીયાત કામો** કરવાનાં હોય છેઃ—

(૧) ગામમાં પુસ્તકાલયો સ્થાપવાં તથા તેના અંગે મદદ કરવાનું કામ,

(૨) ગામની રસ્તાની બાજુ ઉપર તથા ગામના સાર્વજનિક કામ સારૂ રાખેલી જગ્યામાં ઝાડો રોપવાં તથા તેનું સંરક્ષણ કરવાનું કામ,

(૩) સાર્વજનિક બગીચા સંબંધીનું કામ,

(૪) ગામમાં દિવાબત્તીની વ્યવસ્થા કરવાનું કામ,

(૫) ગામમાં ગામ ઔષધાલય સ્થાપવાનું કામ,

(૬) ખેતી તથા બીજી ગામની ઉન્નતિ માટે સહકારી મંડળીઓ સ્થાપવાનું કામ,

(૭) ગામઠાણ વધારવા સંબંધી તજવીજ કરવાનું કામ,

(૮) ગામ સંરક્ષણ સંબંધી ઇલાજ લેવાનું કામ,

(૯) એ શિવાય બીજી ગામની સગવડતા તથા સુખાકારીની વૃદ્ધિ કરવા સંબંધી કંઈપણ સાર્વજનિક કામ.

દરેક ગામ પંચાયતને નીચે પ્રમાણે **સાધારણ અધિકાર** છેઃ-

(૧) ગામઠાણની અંદર માલકીની જમીનમાં મકાન કરવા પરવાનગી આપવા બાબત, જમીન મેહેસુલ સંબંધી નિયમ કલમ ૫૫

(૨) પટેલ તલાટી શિવાય બીજા ગામ નોકરોની નિમણૂક, રજા તથા બરતરફી સુધી શિક્ષા કરવા બાબત,

(૩) ચાલુ સાલનું ફાજલ એક ખાતાદારનું રૂપિયા પાંચ સુધી હોય તો અને ગામે શિલ્લક હોય તો તેમાંથી આપવા બાબત,
(૪) ગામ પંચાયતના કાગળો જોવા દેવા તથા તેની નકલો આપવા બાબત,
(૫) જમીન મહેસુલ સંબંધી નિબંધની કલમ ૫૪ મુજબ દત્તક શિવાય વારસાઇના કારણે મોંબદલા તથા કલમ ૫૭ મુજબ રાજીનામું મંજૂર કરવા બાબત,
(૬) આ શિવાય બીજા નિબંધ, નિયમ અન્વયે જે અધિકાર આપવામાં આવેલા હોય કે આપવામાં આવે તે.

## વિશેષ અધિકાર.

ગામ પંચાયતને ગ્રામ્ય ન્યાયાધિશી તરીકે નાના દાવા ચલાવવાનું તથા ગ્રામ્ય ફોજદારી ન્યાયાધિશી તરીકે કેટલાક ગુન્હાની ફરિયાદ લઇ તેનો ઇન્સાફ કરવાનું કામ, તથા ખાતાની જમીનના મોંબદલા મંજુર કરવાનું તથા ખાતાની જમીનના મોંબદલા યોગ્ય અધિકારીથી મંજુર થાય તે માટે અરજી લઇ પુરાવો લઇ યોગ્ય અમલદાર તરફ મંજુરી માટે મોકલવાનું કામ અને આ શિવાય બીજા નિબંધ, નિયમ અન્વયે જે કામો કે અધિકાર આપવામાં આવેલા હોય કે આપવામાં આવે તે કામ, **હુજૂર મંજુરીથી વિશેષ રીતે અધિકાર આપવામાં આવે તો કરવાનાં હોય છે.**

## પંચાયતનું ભંડોળ.

ગામ પંચાયત પોતાના અધિકાર અને ફરજો બજાવે તે માટે ભંડોળ તેમના હાથમાં રહેશે અને તેમાં નીચે બતાવેલા પ્રકારે આવેલું નાણું જમા થશેઃ—

(૧) પ્રાંત પંચાયત સોંપે તે કામ કરવા માટે પ્રાંત પંચાયત પાસેથી મળેલી રકમ,

(૨) ગામઠાણનું કિરાયું, ડબા ફી, ઘાસ, જલાઉ લાકડાં અને ફળ હરરાજીનું ઉત્પન્ન, ફરજીયાત દંડનું ઉત્પન્ન, (**ટીપ—ફરજીયાત દંડના ઉત્પન્નમાંથી શાળાનાં મકાનો બાબત પાંસઠ ટકા રકમ કાપી લઇ બાકીની જે રકમ રહે તે ગામ પંચાયતના ભંડોળમાં જમા થશે.**) સ્થાનિક વેરાની રકમ પૈકી સરકારથી વખતો વખત હુકમ થઇ આપવામાં આવેલી રકમ, એ શિવાય ગામના ઉત્પન્નનાં બીજાં જે સાધન સરકાર વખતો વખત હુકમ કરીને ગામ પંચાયતને સુપ્રત કરે તેનું ઉત્પન્ન,

(૩) સાર્વજનિક કામ માટે આવેલી દેણગીની રકમ,

(૪) હજૂર મંજુરીથી કર અગર લાગત બેસાડી હોય તો તેનું વસૂલ,

(૫) કોઈ સાર્વજનિક ગામ ઉપયોગનાં અગર ગામ સુધારાનાં કામો જેવાં કે, કુવા, તળાવ, કાંસ, રસ્તા, ચોરા, ધર્મશાળા વિગેરે માટે જાત મહેનતને બદલે અગર મજુરી તરીકે ગામ લોકોએ આપેલી ફાળાની રોકડ રકમ,

(૬) ગામ પંચાયતે જે દંડ કર્યો હોય તે નાણું,

(૭) બીજું કિરકોળ ઉત્પન્ન.

## કર કે લાગત બેસાડવા બાબત.

નીચે જણાવેલા કર કે લાગત પોતાની હદમાં ગામપંચાયત બેસાડી શકશેઃ—

(૧) સ્થાનિક વેરો નહી ભરનારા ખેડુત શિવાયના લોકો ઉપર વેરો,

(૨) પોતાની હદમાં આરોગ્યતાની નજરે અડચણકારક ધંધા ઉપર કર,

(૩) દુધના સંચા ડેરી, ચહા, કોફીની દુકાનો અને ખોરાકી પદાર્થોની હોટલો જેવી દુકાનો ઉપર લાગત,
(૪) જ્ઞાતિ ભોજનથી બગડેલા રસ્તાની સફાઇ તથા ઢોરોથી ગંદકી ઉઠાવવા બદલ લાગત,
(૫) યાત્રાળુ ઉપર કર,
(૬) પરહદમાં વેચાણ કરેલાં ઢોર તથા ઘાસ ઉપર કર,
(૭) ઘરવેરો,
(૮) ઉપર જણાવ્યા શિવાયની બીજી બાબતો જેના ઉપર કર નાંખવા હજૂર ફરમાવે તે.

આવો કર કે લાગત બેસાડવા જે ગામ પંચાયતને ઇચ્છા થાય તે પંચાયતે તેવો ઠરાવ કારણોસહ કરવો અને તેથી શું ઉત્પન્ન થશે તે પણ જણાવવું. તેની એક નક્કલ ચોરામાં કે પ્રસિદ્ધ જગ્યાએ એક માસની મુદતમાં હરકતો જણાવવા બાબતની સૂચના સાથે પ્રસિદ્ધ કરવી.

એક માસની મુદત પુરી થયે કાંઈ હરકતો આવી હોય તો વિચાર કરી યોગ્યતે ઠરાવ કરવો.

તે પછી તે બદલનો નિયમનો મુસદ્દો તૈયાર કરવો, તેની એક નક્કલ ચોરામાં અગર પ્રસિદ્ધ જગ્યાએ લોકોની હરકતો એક માસની મુદતમાં જણાવવા પ્રસિદ્ધ કરવી.

એક માસની મુદત પુરી થયા પછી હરકતો આવેલી હોય તેનો વિચાર કરી નિયમના મુસદ્દામાં જરૂર હોય તો ફેરફાર કરવો. તે પછી મહાલ તથા વિભાગ મારફત સુબા તરફ મંજુરી માટે ઠરાવ તથા નિયમનો મુસદ્દો મોકલવો.

આવી રીતે મંજુર થયેલા નિયમ પ્રમાણેનો કર કે લાગત જે સખસ ન આપે તો તેની કોઇપણ પ્રકારની જંગમ મિલકત જપ્ત કરી, વેચાણ કરી વસુલ કરવા ગામ પંચાયતને અધિકાર છે.

ગામ પંચાયતે ઠરેલા ધોરણ પ્રમાણે આવક જાવકનો હિસાબ રાખવો જોઇએ. દર વર્ષની શરૂઆતે એક સભા ભરી પાછલી સાલનો હિસાબ રજુ કરવો. આવી સભા વખતે ગામ પંચાયતના મતાધિકારીઓને હાજર રહેવા છૂટ હોય છે, અને તેઓ હિસાબ જોવા માગણી કરી શકે છે. ગામ પંચાયતે તેમને હિસાબ બતાવવો જોઇએ.

ગામ પંચાયત લાગત, કર કે બીજી રકમ રૈયત પાસેથી વસુલ કરે તો રૈયેતને પાવતી માગવા હક્ક છે. ગામ પંચાયતે પાવતી આપવી પડે છે.

## સુચના કરવાની રીત.

ગામ પંચાયત પાસે સુચનાની નોંધવહી હોય છે; તેની નોંધવહીમાં કોઇપણ પંચ, પંચાયતને લગતાં કામકાજ અને અધિકારોના સંબંધમાં સુચના લખી શકે છે. **પંચ શિવાય બીજા કોઇપણ માણસે સુચના કરવી હોયતો પંચાયત તરફ લખી મોકલવી.** પંચ શિવાયના માણસની સુચના અધ્યક્ષે સુચના નોંધવહીમાં દાખલ કરવી પડે છે, અને તેનો યોગ્ય નિકાલ પંચાયત પાસે કરાવવો પડે છે અને **નિકાલની ખબર સુચના કરનારને આપવી પડે છે.**

## પંચાયતે કામ કરવાની રીત.

દર મહિને પહેલા સોમવારે અને તે દિવસે રજા હોય તો ખુલતી કચેરીના દિવસે અગર પંચો વધુમતથી જે દિવસ ઠરાવે તે દિવસે પંચાયત ભરવાની તજવીજ અધ્યક્ષે કરવી જોઇએ; પરંતુ કોઇ વખતે પંચાયત ભરવાની અધ્યક્ષને જરૂર લાગે અગર **પંચાયતના ⅓ કરતાં કમી નહિ એટલા પંચની સુચના આવે તો તે પ્રમાણે પંચાયત ભરવી પડે છે.** પંચાયત ભરવાની સુચના અધ્યક્ષે ૨૪ કલાક અગાઉની આપવી જોઇએ.

નવ પંચ કરતાં વધારે પંચની સંખ્યા ન હોયતો **ઓછામાં ઓછા ત્રણ પંચ અને નવ કરતાં વધારે હોય તો ચાર પંચ** હાજર હોયા શિવાય પંચાયતનું કામ ચાલી શકે નહીં. આવા પ્રસંગે નવીન પંચાયત ભરવા, અધ્યક્ષે તજવીજ કરવી જોઇએ.

કાયમનો અધ્યક્ષ ગેરહાજર હોય તો હાજર પંચો વધુ મતે અધ્યક્ષ તે બેઠક પુરતો સભાના કામ સારૂ નીમી શકે.

પંચાયત આગળ કામો નીકળે તેની નોંધ તેજ વખત યોગ્ય નોંધવહીમાં અધ્યક્ષ અગર ચિટણીસે કરવા જોઇએ.

## પંચાયત આગળ વકીલ કે મુખત્યારને હાજર રહેવા અધિકાર નથી,

પંચાયતમાં ચાલવાના કામોનો નિકાલ બહુમતે થાય છે. સરખા મતો હોય તો અધ્યક્ષનો મત જે બાજુ હોય તે મત પ્રમાણે કામનો નિકાલ થાય છે.

## દેખરેખ બાબત.

પંચાયતનું કંઇપણ કામ દેખીતી રીતે અન્યાય ભરેલું, **રાજ્યના હિતવિરૂદ્ધ** અથવા ઠરેલા ધોરણ વિરૂદ્ધ થતું હોય તો તે બાબત ગામના કિંવા જથાને માટે તે જથાના મુખ્ય ગામના પટેલ અને તલાટી, મહાલના વહિવટદાર તરફ **લેખી જાહેરાત આપવા જવાબદાર છે.**

કોઇ પંચાયત કામ બરોબર કરતી નથી, અગર અધિકારનો ખોટો ઉપયોગ કરે છે એમ **સરસુબાને જણાશે તો તે પંચાયતનો** અધિકાર થોડી મુદત સુધી બંધ રાખવાનો, અગર તે પંચાયતના બદલે બીજી પંચાયત નિમવાનો, અગર ફક્ત કસુરદાર પંચોને કમી કરી તેમની જગ્યોએ બીજા પંચો નીમવાનો તેમને અધિકાર છે.

## પ્રીરકોળ.

ગામ પંચાયતના પંચને પંચાયતમાં કરવાના કામ બદલ કાંઈ મોંબદલો માગવાનો હક્ક નથી.

આ નિબંધ મુજબ નિમેલી પંચાયતને વખતોવખત જે કામો સોંપવામાં આવે તે તેમણે નિબંધ કે હુકમ મુજબ કરવાં જોઇએ. તે કરવામાં અગર પોતાને મળેલો અધિકાર વાપરવામાં ગફલત અગર ગેરસિસ્તપણું માલુમ પડી આવશે ત્યારે તે બાબત કસુરદારને ઇતર સરકારી નોકરો માફક જવાબદાર ગણી તેને કમી કરવાનો અગર બીજી શિક્ષા કરવાનો અધિકાર પ્રાંતના સુબાને છે.

**ટીપઃ**—આ ઉપરથી બીજા કાયદા અન્વયે તેમને જે શિક્ષા થઇ શકતી હોય તેને બાધ આવશે નહી.

કોઇપણ જવાબદારી કે ગુન્હા બાબત પંચો સરકારી નોકર ગણાય છે.

પોતાની પાસે પૂરતાં નાણાં શિલક ન હોય અગર એકઠાં થઇ શકે એમ ન હોય, ત્યારે કોઇ જરૂરીયાત કામ પંચાયત ઠરાવે તેટલો વખત ઘર દીઠ એકએક માણસ લઇને, અને જે માણસ આવી શકે એમ ન હોય તો તેની પાસેથી ચાલુ મજુરીના દર પ્રમાણે મજુરી લઇને કરાવી શકશે. જો પૈસા ન આપે તો આ નિબંધમાં ઠરાવેલા ધોરણે ગામપંચાયત વસુલ કરી શકે છે.

કોઇ પરાની ગામપંચાયત શિવાયની **ગામપંચાયત કર નાંખી** ઉત્પન્ન ઉભું કરી ગામનું સાર્વજનિક કામ કરશે, અગર કોઇ પણ ગામપંચાયત ગામનું કાયમ સ્વરૂપનું ઉપયોગી સાર્વજનિક કામ કર **નાંખ્યા શિવાય** ફાળાથી, અગર અંગ મહેનતથી માલ સામાનની મદદ આપી કરશે તો તેને, તે કામના એકંદર ખર્ચની ⅓ રકમ **શ્રીમંત સરકારમાંથી** અને ⅓ રકમ **પ્રાંત પંચાયતમાંથી** મળી

શકશે. આવી રકમ સરકારમાંથી આપવાની તે મંજુર કરવાનો અધિકાર સરસુબાને છે.

આ નિબંધ પ્રમાણે કરેલા કોઇ કૃત્ય બાબત, કોઇ પંચાયત અથવા પંચાયત તરફે કામ કરનાર પંચાયતના સભાસદ, અમલદાર અથવા નોકર વિરૂદ્ધ પંચાયત કચેરીમાં, અને જે સખસ વિરૂદ્ધ દાવો કરવો હોય તે સખસ પંચાયત વતી કામ કરનાર પંચાયતના સભાસદ, અમલદાર, અથવા નોકર હોય તો, તેના રહેવાના મકાને લેખી સુચના આપીને ત્રણ મહિના પુરા થયા વગર કોઇ દાવો અથવા કાયદા મુજબ બીજું કોઇ કામ ચાલી શકતું નથી. એવી સુચના આપ્યાનું સાબિત કરવામાં ન આવે તો ન્યાયાધિશી સદર દાવો કાઢી નાંખે છે. આવી સુચના નીચે પ્રમાણે આપવી:–

૧ દાવાનું કારણ,

૨ માગેલી દાદ,

૩ નુકસાની તરીકે માગવાની રકમ, અને

૪ દાવો કરનાર શખસનું નામ અને રહેવાનું ઠેકાણું.

દાવાનું કારણ ઉત્પન્ન થયાથી છ માસની અંદર એવો દાવો દાખલ થયો હોય તોજ તે ચાલી શકે છે.

જે કોઇ પંચાયત અગર જે ઇસમને ઉપર બતાવ્યા પ્રમાણે સુચના પહોંચાડવામાં આવી હોય તે પંચાયત અગર સખસ દાવો દાખલ કરતાં પહેલાં વાદીને કાંઇ નુકસાનની પુરતી રકમ આપવા માંડે અને તેવી આપવા માંડેલી રકમ ન્યાયાધિશીમાં તે ભરે, તો એવી રીતે આપવા માંડેલી રકમ કરતાં વધારે રકમ વાદીને મળતી નથી, અને એવી રીતે રકમ આપવા માંડયા પછી પ્રતિવાદીને જે કાંઈ ખર્ચ થયો હોય તે વાદીએ આપવો પડે છે.

ઉપર બતાવ્યા મુજબ સુચના આપવામાં આવે એટલે દાવાનો નિકાલ કરવો કે કામ આગળ ચલાવવું તે બદલ પંચાયતે વ્યાજબી વિચાર કરવો જોઇએ.

# ફરજીયાત કેળવણી સંબંધી.

'શિક્ષણ યોગ્ય ઉમરનાં છોકરાં' એટલે જે છોકરાંઓએ **સાતમું વર્ષ** પૂરું કર્યું હોય પણ **બારમું વર્ષ** પૂરું કર્યું ન હોય તે.

શિક્ષણ યોગ્ય ઉમરનાં છોકરાંને તેમનાં માબાપોએ શાળામાં મોકલવાં જોઇએ, પરંતુ નીચેનાં કારણો હોય તો શાળામાં ન મોકલાય તો ચાલી શકે છે:—

(૧) શાળા શિવાય બીજી રીતે કોઈ છોકરાંને શાળા ખાતેથી ઠર્યા પ્રમાણેનું શિક્ષણ મળે છે એવો, અથવા દેશી શાળાના ચોથા ધોરણના અથવા વખતોવખત જે ધોરણ હજૂર મંજુરીથી ઠરે તેના અભ્યાસની પોતે લીધેલી પરિક્ષા કોઈ છોકરાંએ પસાર કરી છે એવો પ્રાંત શાળાધિકારી, મહાલ શાળાધિકારી અગર સરકાર વખતોવખત જેને અધિકાર આપશે તે ગૃહસ્થોનો દાખલો મેળવ્યો હોય;

**ખુલાસો:**— આવો દાખલો અરજદારે માગવો, એટલે તે છોકરાંને તપાસી ઉપર જણાવેલ અમલદાર દાખલો આપશે.

(૨) ઘડપણથી અગર માંદગીના લીધે બહુજ અશકત થઇ ગયેલાં માબાપની સેવા ચાકરી કરવામાં તે છોકરાંની હંમેશાં હાજરીની જરૂર હોય;

(૩) કાયમની શરીરની અથવા માનસિક ખોડ અથવા નિર્બળતાના લીધે છોકરાંથી કોઇપણ શિક્ષણ મેળવવું અશકય હોય;

(૪) છોકરૂં રહેતું હોય તે ઠેકાણાથી એક માઇલની અંદર શાળા ન હોય;

(૫) કોઈ છોકરાને નિર્વાહ કરનાર બીજું કોઈ ન હોય અને પોતાની મેળેજ નિર્વાહ કરતો હોય તો ગામપંચાયત, વિશિષ્ટ પંચાયત, અગર સુધરાઇના સભાસદનો તે બદલ દાખલો મેળવેલો હોય તો;

(૬) છોકરાં છ માસ કરતાં વધારે મુદત માટે પરહદમાં રહેવા ગયાં હોય;

(૭) મા અગર બાપ મરી જવાના લીધે છોકરાંને પોતાનાં નાહનાં ભાંડુંઓની સંભાળ રાખવા તથા રસોઇ વિગેરેના કામ માટે ઘેર રહેવાની ખાસ જરૂર હોય;

(૮) કોઇ વિધવાને **એકજ છોકરો અગર એકજ છોકરી** હોય અને તે વિધવાને મજુરી કરવામાં તે છોકરૂં મદદરૂપ થતું હોય;

(૯) કોઇ છોકરાં કોઈ કારખાનાની શાળામાં ભણતાં હોવાનો દાખલો રજુ કરતાં હોય; અથવા

(૧૦) બીજું જે કોઇ કારણ હજૂર મંજુરીથી ઠરે તે.

શાળા ન હોય તે ઠેકાણે શાળા ઉઘાડવામાં આવે કે તરતજ જાહેરાત પ્રસિદ્ધ થાય છે, એટલે તરતજ શિક્ષણ યોગ્ય ઉમરનાં છોકરાંને માબાપોએ શાળામાં મોકલવાં જોઇએ.

શાળાના શિક્ષકોએ સુધરાઇ અગર વિશિષ્ટ પંચાયત સ્થાપન થઇ હોય તે સ્થળે દર વર્ષે એપ્રીલ માસમાં અને તે શિવાયના સ્થળે દર વર્ષે જાન્યુઆરી માસમાં ઘરવાર તથા નામવાર શિક્ષણ યોગ્ય ઉમરનાં છોકરાંની યાદી તેમના માબાપના નામ સાથેની તૈયાર કરવી પડે છે. આવી યાદી તૈયાર કરવામાં પટેલ તલાટીની મદદ તેઓ લેઇ શકે છે.

યાદી પ્રસિદ્ધ થયા પછી જે તે વર્ષમાં કોઇ નવાં છોકરાં તે સ્થળે રહેવા માટે આવ્યાં હોય તો પટેલ તલાટીએ તે છોકરાંને શાળામાં મોકલવા બાબત તેમનાં માબાપોને લેખી ખબર આપવી. આવી ખબર માબાપોને મળે એટલે તે છોકરાંનાં નામ **યાદીમાં પ્રસિદ્ધ થયાં છે એમ ગણવામાં આવે છે.**

યાદીમાં પોતાનાં છોકરાંઓની સંખ્યા ખરી નથી, અથવા પોતાના છોકરાનું નામ, કિંવા છોકરીનું નામ સદર યાદીમાં દાખલ કરવું જોઇતું નહોતું, અગર અમુક છોકરાં બાબત માફી મળે છે એવી કોઇની તકરાર હોય તો, **યાદી પ્રસિદ્ધ થયા તારીખથી ત્રીસ દિવસની અંદર** યોગ્ય અમલદાર તરફ વિવાદ કરી શકાય છે. આવા વિવાદમાં ઠરાવ થાય તે આખરનો ગણાય છે. વિવાદના ઠરાવની ખબર જે તે શાળાના મુખ્ય શિક્ષકને પણ અપાય છે.

યાદી પ્રસિદ્ધ થયાની તારીખથી, અગર જો વિવાદના ઠરાવથી માફી મળી ન હોય તો, વિવાદના ઠરાવની ખબર મળ્યાની તારીખથી **ત્રીસ દિવસની અંદર** છોકરાંને શાળામાં મોકલવાં જોઇએ.

સદરહુ **ત્રીસ દિવસની મુદત અંદર** પોતાનાં શિક્ષણ યોગ્ય ઉમરનાં છોકરાંને શાળામાં દાખલ કરેલાં ન હોય તો, તે માબાપોનાં તથા છોકરાંના નામની યાદી મુખ્ય શિક્ષકે મુદત વીતે **સાત દિવસમાં** વડોદરા શહેર શિવાયના સ્થળોએ જે તે ગામની ગામ પંચાયત, વિશિષ્ટ પંચાયત અગર સુધરાઇ તરફ અને વડોદરા શહેર માટે વહિવટદાર તરફ મોકલવી પડે છે, અને આ પ્રમાણે છોકરાં દાખલ કરવામાં આવે નહી ત્યાં સુધી દર મહિને યાદી મોકલવી જોઇએ. આવી યાદી તેઓને મળેથી કસુરદાર માબાપને સુચના આપી બોલાવી તેમનું કહેવું સાંભળે છે, અને વ્યાજબી કારણ લાગે નહી તો છોકરા દીઠ કિંવા છોકરી દીઠ પહેલી વખત

**આઠ આના** દંડ કરે છે, અને જ્યાં સુધી સદરહુ છોકરાંને શાળામાં દાખલ કરવામાં આવે નહી ત્યાં સુધી **દર મહિને** સદરહુ સંસ્થા અગર અમલદાર દરેક છોકરા દીઠ કિંવા છોકરી દીઠ એક રૂપિયાથી ઓછો નહી અને દશ રૂપીઆથી વધારે નહી એટલો દંડ કરી શકે છે. આવા દંડ બાબત કસુરદાર માબાપને જો તે હાજર હોય તો મોંઢેથી અને ગેરહાજર હોય તો લેખી સુચના આપી દંડની રકમ જણાવાય છે; ઉપરાંત તાકીદ અપાય છે કે જો સુચના મળેથી **ત્રીસ દિવસની અંદર** દંડની રકમ ભરવામાં આવશે નહી તો જમીન મહેસુલની બાકી વસુલ કરવાની રીત પ્રમાણે જંગમ મિલકતમાંથી વસુલ કરવામાં આવશે.

છોકરાં સતત શાળામાં જાય છે કે નહી તે જોવાની **માબાપની** ફરજ છે. પરંતુ છોકરૂં માંદું હોય તો તે સારૂં થતાં સુધી અગર ઘરમાં કોઈ માંદું હોવાથી તેની હાજરીની ખાસ જરૂર હોય તો વધારેમાં વધારે **પંદર દિવસ સુધી** અગર કાંઇ નિયમિત મુદત સુધી માબાપના ધંધામાં તેની વિશેષ મદદની ખાસ જરૂર પડે તો આખા વર્ષમાં પંદર દિવસથી વધારે નહી એટલી મુદત સુધી તે છોકરૂં શાળામાંથી ગેરહાજર રહે તો તેવી **ગેરહાજરીની માફી મળે છે; પણ આવી ગેરહાજરીની ખબર તરતજ માબાપે શિક્ષકને આપવી જોઇએ.**

ઉપર દર્શાવેલાં કારણ શિવાય અગર રજા મેળવ્યા શિવાય મહિનામાં જેટલા દિવસ શાળાનું કામ ચાલે તેનાથી ¼ કરતાં વધારે દિવસ છોકરાંને ગેરહાજર રાખે તો મુખ્ય શિક્ષકે યોગ્યતે તપાસ કરી માબાપની કસુર જણાય તો તે છોકરાંનાં નામ, ગેરહાજરીના દિવસની સંખ્યા, તથા કસુરદાર માબાપનાં નામની યાદી જે તે સ્થળના પટેલ તરફ, વધારે પટેલો હોય તો મુખ્ય પટેલ તરફ તથા વડોદરા શહેર શિવાય બીજા સુધરાઈવાળા સ્થળે સુધરાઈના

પ્રમુખ અગર અધ્યક્ષ તરફ મોકલવી. સુધરાઇ અગર વિશિષ્ટ પંચાયતની હદ બહારનાં છોકરાંની યાદી વહિવટદાર તરફ મોકલવી. આવી યાદી દરેક માસ બદલ બીજા મહિનાની **પહેલી તારીખે મોકલવી.** જેના તરફ આવી યાદી આવી હોય તેણે માબાપનો ખુલાસો લેવો પડે છે. ચોકસી થતાં કસૂરદાર જણાશે તો દરેક છોકરા દીઠ કિંવા છોકરી દીઠ **પહેલી વખતની કસૂર બાબત કમીમાં કમી આઠ આના** અને પછીની કસૂર બાબત ચઢતા ક્રમે પાંચ રૂપિયા સુધી દંડ થાય છે કસૂરદાર હાજર ન હોય તો દંડ બાબત ખબર મળે છે.

મુદત અંદર છોકરાં શાળામાં ન મોકલવા બદલ, અગર ઉપર જણાવ્યા મુજબ શિક્ષા થયા છતાં છોકરાંને બહાર મજુરીએ મોકલીને, અથવા પોતાના ખેતરોમાં કામે લગાડીને તેમનાં માબાપે ફરી ગુન્હો કર્યાનું જણાશે તો લેખી સુચના આપીને અને તેમનું કહેવું સાંભળીને યોગ્ય લાગે તો છોકરાં દીઠ **એક રૂપિયાથી કમી નહી** અને પાંચ રૂપિયાથી વધારે નહી એટલી દંડની શિક્ષા થાય છે. તેઓ હાજર નહી હશે તો દંડ બાબત તેઓને ખબર મળે છે.

આ નિબંધ મુજબ એક માસમાં જેટલો દંડ થાય તે બાબત દંડ કરનાર, બીજા માસની પંદરમી તારીખ સુધીમાં, કસૂરદારનાં નામ. તથા દંડની રકમની યાદી ચોરામાં, સ્થાનિક સંસ્થાની કચેરીમાં, અગર અમલદાર પોતાની કચેરીમાં પ્રસિદ્ધ કરે છે. આવી યાદી પ્રસિદ્ધ થયા તારીખથી **પંદર દિવસમાં** દંડની રકમ ભરવામાં નહી આવે તો કસૂરદાર પાસેથી જમીન મહેસુલની બાકી પ્રમાણે જંગમ મિલકતથી વસુલ થાય છે. **આવો દંડ થાય તો તરતજ ભરી દેવો એ વધારે સારૂં છે.**

ગામપંચાયત, વિશિષ્ટ પંચાયત, સુધરાઇ અગર પટેલે ઉપર બતાવેલી કરેલી શિક્ષાના હુકમ ઉપર વિવાદ ચાલતો નથી પણ એવા

હુકમ સામે હુકમની તારીખથી સાઠ દિવસમાં વહિવટદાર તરફ તપાસણી અરજ ચાલી શકે છે. વડોદરા શહેર વહિવટદારે કરેલા હુકમ ઉપર વિવાદ ચાલતો નથી, પણ એવા હુકમ સામે હુકમની તારીખથી સાઠ દિવસમાં સુબા તરફ તપાસણી અરજ ચાલી શકે છે.

આ નિબંધ પ્રમાણે કરેલો દંડ વસૂલ કરવા માટે મિલકત જપ્ત કરી હરરાજ કરવા કોઇ ગામપંચાયતે હુકમ કર્યો હશે તો વહિવટદાર પોતે થઇને અગર કોઇની અરજી ઉપરથી તપાસણીમાં લેઈ શકે છે. એવો હુકમ જો વિશિષ્ટ પંચાયત અગર સુધરાઇએ કર્યો હશે તો જે તે સંસ્થાના નિયમ પ્રમાણે વિવાદ અગર તપાસણી અરજ ચાલી શકે છે. આ પ્રમાણે વિવાદ અગર તપાસણીમાં થએલો હુકમ આખરનો ગણાય છે.

આ નિબંધ મુજબ કરવાની બધી અરજો તથા વિવાદો ન્યાયાધિશીની લાગતની એક આનાની ટીકીટવાળા કાગળ ઉપર કરવા પડે છે.

આ નિબંધ મુજબ કરેલો દંડ વસૂલ થયા વગર બાકી રહે તો, તે કોઇ પણ વખતે યોગ્ય કારણથી માંડી વાળવાનો વહિવટદારને અધીકાર છે.



# ન્યાયાધિશી મારફત લગ્નવિચ્છેદ વિષે.

" લગ્નવિચ્છેદ " એટલે પતિ પત્નીનો લગ્ન સંબંધ તોડવો તે.

કોઇપણ પતિ અગર પત્ની ફરિયાદ કરીને ન્યાયાધિશી મારફત લગ્નવિચ્છેદ કરાવી શકે.

પતિ અગર પત્નીનો સાત વર્ષ સુધી પત્તોજ નહોય; સાધુ અગર સંન્યાસી થાય; પતિત થાય એટલે ખીસ્ત્રિયન, મુસલમાન અગર બીજો કોઇ પરધર્મ સ્વીકારે; નિર્દયતાથી વર્તે એટલે કે જેનાથી જીંદગી, શરીરનું કોઈ અંગ, અગર શારીરિક કે માનસિક તંદુરસ્તી જોખમમાં આવે, અથવા જોખમમાં આવવાની વ્યાજબી બીક રાખવાને યોગ્ય કારણ ઉત્પન્ન થાય એવી વર્તણુક રાખે તો; પતિ પત્ની તરીકે રહેવા શરૂઆત કર્યા પછી ત્રણ વર્ષ કરતાં વધારે મુદત સુધી વ્યાજબી કારણ વગર ત્યાગ કરે તો; માદક પદાર્થથી ઉન્મત (ગાંડા જેવો) રહેવાથી ત્રણ વર્ષ ઉપરાંત લગ્ન સંબંધના કારણે પોતાના ઉપરની કાયદેસર જવાબદારી પુરી કરવા અશક્ત થાય તો; વ્યભિચાર કરે એટલે કે પતિ પત્ની શિવાય બાજી સ્ત્રી સાથે અગર પત્ની પતિ શિવાય બીજા પુરૂષ સાથે સંભોગ કરે તો; લગ્નવિચ્છેદ કરાવવા દાવો કરી શકે પણ વ્યભિચાર સંબંધમાં આંખ આડા કાન કરેલા હોય, મેલાપી થઇને તે કરાવ્યો હોય, અગર માફી આપી હોય એટલે કે વ્યભિચારની વાત જાણ્યા છતાં, પતિ પત્ની તરીકે સંભોગ વ્યવહાર શરૂ કર્યો હોય તો, વ્યભિચારના કારણે લગ્નવિચ્છેદ થઇ શકે નહી.

ઉપર જણાવેલાં કારણો ન હોય તો પણ, પત્ની પોતાનો પતિ લગ્ન વખતે તેમજ ફરિયાદ થાય તે વખતે કલીબ હોય, અગર

સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન કરવાની ટેવવાળો હોય તો લગ્નવિચ્છેદ કરાવી શકે, 'પતિ પણ ઉપર જણાવેલાં કારણો ન હોય તો પણ પત્ની લગ્ન વખતે પતિ શિવાય બીજા કોઇ પુરૂષથી સગર્ભા થયેલી હોય, અને તે હકીકત લગ્ન વખતે, પતિ અગર તે સગીર હોય તો તેને પરણાવનાર માતાપિતા કે વાલી જાણતા ન હોય તો; અગર પત્ની બીજું લગ્ન કરે તો, લગ્નવિચ્છેદ કરાવી શકે; પણ પતિએ પત્નીના બીજા લગ્નના સંબંધમાં આંખ આડા કાન કર્યા હોય, મેલાપી થઇને તે કરાવ્યું હોય, અથવા માફી આપી હોય તો લગ્નવિચ્છેદ થાય નહી.

ઉર જણાવેલા પ્રસંગોએ ન્યાયાધિશી લગ્નવિચ્છેદ કરી આપે છે, પરંતુ ફરિયાદ દાખલ કરવામાં, અગર ફરિયાદનું કામ ચલાવવામાં વાદીએ ગેરવ્યાજબી ઢીલ કરી હોય; અગર વાદીએ પ્રતિવાદી સાથે મેળાપ કરીને ફરિયાદ દાખલ કરી હોય, કે ચલાવી હોય; અગર વાદીએ પ્રતિવાદી સાથે નિર્દયતા વાપરી હોય; અગર વાદીએ પ્રતિવાદીના વ્યભિચાર પહેલાં યોગ્ય કારણ વગર ત્યાગ કરેલો હોય; અગર વાદીએ પ્રતિવાદીથી જાણીબુજીને જુદું રહેવા માંડયું હોય; અગર સગીર પતિ અગર પત્ની વતી ફરિયાદ કરનાર ઇષ્ટમિત્રે પ્રતિવાદીથી જાણીબુજીને જુદાં રાખ્યાં હોય; અગર વાદી પતિ હોય અને તેણે પોતે વ્યભિચાર કર્યાનું અગર પ્રતિવાદી (પત્ની) સાથે એવી બેદરકારી વાપર્યાનું કે એવું ગેરવર્તન ચલાવ્યાનું જણાય કે જેના લીધે પ્રતિવાદી (પત્ની)એ વ્યભિચાર કર્યો હોય; આવા પ્રસંગો ન્યાયાધિશીને જણાશે તો પછી, લગ્નવિચ્છેદ નહિ કરી આપવા ન્યાયાધિશીને સત્તા છે.

લગ્નેવિચ્છેદના દાવામાં પતિ, પત્ની સાથે વ્યભિચાર કરનાર પુરૂષને સહ પ્રતિવાદી તરીકે દાખલ કરી નુકશાનીની રકમ માગી શકે છે.

પતિ કે પત્ની લગ્નવિચ્છેદનું આખરનું હુકમનામું થયા પછી, છ મહિના વિત્યાબાદ અગર તે હુકમનામા ઉપર વિવાદ થયો હોય,

અને તે નામંજુર થાય તે પછી બીજું લગ્ન કરી શકે. આવી મુદ્દત વિત્યા પહેલાં બીજું લગન કરવામાં આવે તો, તે બીજું લગ્ન પ્રથમનું લગ્ન કાયમ છતાં કરવામાં આવ્યું છે એમ ગણવામાં આવે છે.

**લગ્નવિચ્છેદ કરાવવા બદલ દાવો, જો પતિ પત્નીબંન્ને સજ્ઞાન હોય તો મહાલ ન્યાયાધિશીમાં,** અને જો તેમના પૈકી કોઈ સગીર હોય તો પ્રાંત ન્યાયાધિશીમાં કરવો પડે છે.

આવી રીતે કરવાની દાવાઅરજીમાં વાદીએ, **પક્ષકારો કપટથી મળી ગયા નથી,** અગર જાણીબૂજીને **આંખ આડા કાન કર્યા નથી એવું સ્પષ્ટ વિધાન કરવું જોઇએ.**

આવી ફરિયાદનો નિકાલ કરવા માટે પતિ પત્ની એકજ જ્ઞાતિના હોય તો, તેમની જ્ઞાતિના બે અને એક જ્ઞાતિ શિવાયનો હિંદુ એમ ત્રણ પંચને બોલાવવા પડે છે, પણ જો પતિ પત્ની ખાસ માગણી કરે તો, તેમની જ્ઞાતિના ત્રણ અને જ્ઞાતિ બહારના બે હિંદુ, એવા પાંચ શખસોને પંચ તરીકે મદદ માટે બોલાવવા પડે છે; અને ફરિયાદની ચોકશી તેવા પંચો રૂબરૂ કરવામાં આવે છે. પતિ પત્ની જુદા વર્ણના હોય ત્યારે, ત્રણ હિંદુ અને પતિ પત્ની ખાસ માગણી કરે તો પાંચ હિંદુ સખસોને પંચ તરીકે બોલાવવામાં આવે છે.

હકીકતના મુદ્દા બાબત પંચોનો મત લેવામાં આવે છે. પંચોનો વધુ મત તે પંચોનો મત ગણાય છે.

પંચોના મત સાથે ન્યાયાધિશોનો અભિપ્રાય મળતો હોય અને કાયદાના મુદ્દાના કારણે જુદો ઠરાવ કરવાનો પ્રસંગ ન હોય ત્યારે, પંચોના મત પ્રમાણે ઠરાવ કરવો. પંચોના મતથી ન્યાયાધિશીનો અભિપ્રાય જુદો થતો હોય તો, તે ન્યાયાધિશી જો મહાલ ન્યાયાધિશી હોય તો, પ્રાંત ન્યાયાધિશી તરફ, અને પ્રાંત ન્યાયાધિશી

હોય તો, વરિષ્ટ ન્યાયાધિશી તરફ કામ પોતાના અભિપ્રાય સહ મોકલવું પડે છે.

કામ એ રીતે ઉપલી ન્યાયાધિશીમાં જાય એટલે, તે ન્યાયાધિશી પક્ષકારોની હકીકત સાંભળી ઠરાવ કરે છે.

પંચ તરીકે ન્યાયાધિશી જે સખસોને બોલાવે તે સખસોએ જવું પડે છે.

પત્નીના વ્યભિચારના કારણે લગ્નવિચ્છેદ માટે પતિએ દાવો કરવો હોય તો, જે પુરૂષ સાથે પત્નીએ વ્યભિચાર કર્યાનું તેનું કહેવું હોય તે પુરૂષને પણ તેણે પ્રતિવાદી તરીકે દાખલ કરવો પડે છે, પરંતુ બનતો પ્રયત્ન કર્યા છતાં તે પુરૂષના નામની ખબર પતિને ન પડે, તે પુરૂષ મરી ગયો હોય અગર પત્ની વેશ્યા તરીકે જીવન ગાળતી હોય, અને અમુક માણસ સાથેજ વ્યભિચાર કર્યો છે એવી પતીને ખબર ન હોય તો પછી પ્રતિવાદીમાં દાખલ નહી કરવા બદલ ન્યાયાધિશીની પરવાનગી લેવી જોઇએ.

પતિના વ્યભિચારના કારણે લગ્નવિચ્છેદ માટે પત્નીએ ફરિયાદ માંડી હોય ત્યારે.જે સ્ત્રી સાથે પતીએ વ્યભિચાર કર્યાનું તેનું કહેવું હોય તે સ્ત્રીને પ્રતિવાદીમાં દાખલ કરવાની જરૂર છે એમ ન્યાયાધિશીને લાગે, અગર તે સ્ત્રી પ્રતિવાદીમાં દાખલ થવા માગણી કરે તો તેને પત્નીએ પ્રતિવાદી તરીકે દાખલ કરવી જોઇએ.

## ન્યાયાધિશી બહારના લગ્નવિચ્છેદ વિષે.

જ્ઞાતિના રિવાજ પ્રમાણે લગ્નવિચ્છેદ ન્યાયાધિશી બહાર થઈ શકતો હોય એવી જ્ઞાતિમાં કોઇપણ પતિ અગર પત્ની જ્ઞાતિરિવાજ પ્રમાણે ન્યાયાધિશી બહાર પણ લગ્નવિચ્છેદ કરાવી શકશે. આ પ્રમાણે થયેલો લગ્નવિચ્છેદ પતિ પત્ની સજ્ઞાન હોય તો તેઓએ

મહાલ ન્યાયાધિશીમાં અને તેમના પૈકી કોઇ સગીર હોય તો પ્રાંત ન્યાયાધિશીમાં લગ્નવિચ્છેદ થયા પછી દિન ૧૫ માં નોંધાવવો જોઇએ. ન નોંધાવે તો દરેક સખસ રૂપિયા ૫૦) સુધીના દંડને પાત્ર થશે.

આવો લગ્નવિચ્છેદ નોંધાવવા બદલ અરજ આપેથી ન્યાયાધિશી પ્રચલિત જ્ઞાતિરિવાજ પ્રમાણે સદરહુ લગ્નવિચ્છેદ થયા બદલ ખાત્રી કરે છે, પતિપત્ની પૈકી કોઈની તકરાર હોય તો પુરાવો લેછે અને નોંધવો કે નહીં તે વિષે યોગ્ય તે હુકમ કરે છે.

લગ્નવિચ્છેદ ન્યાયાધિશી મારફત કરાવવામાં આવે નહી તો અગર ન્યાયાધિશી બહાર થયાના પ્રસંગે ન્યાયાધિશીમાં નોંધાવવામાં આવે નહીં ત્યાં સુધી તે નિરર્થક ગણાય છે.

## ન્યાયવિઘટન બાબત.

'ન્યાયવિઘટન' એટલે પતિપત્નીનો લગ્ન સંબંધ તૂટે નહિ પણ તેમનો સંભોગ વ્યવહાર બંધ રહે અને તેઓ એક બીજાથી જુદા રહે એવી સ્થિતી ન્યાયાધિશી મારફત લાવવામાં આવે તે.

કોઇપણ પતિ અગર પત્ની ફરીયાદ કરીને નીચેનાં કારણો હોયતો ન્યાયાધિશી મારફત ન્યાયવિઘટન કરાવી શકશેઃ–

પતિત થાય, એટલે ક્રિશ્ચીયન, મુસલમાન અગર બીજો કોઈ પરધર્મ સ્વીકારે; અગર નિર્દયતાથી વર્તે એટલે કે, જેનાથી જીંદગી, શરીરનું કોઇ અંગ, અગર શારીરિક કે માનસિક તંદુરસ્તી જોખમમાં આવે અથવા જોખમમાં આવવાની વ્યાજબી બીક રાખવાને યોગ્ય કારણ ઉત્પન્ન થાય એવી વર્તણુક રાખે તો; અગર માદક પદાર્થથી ત્રણ વર્ષ ઉપરાંત ઉન્મત્ત રહેવાથી લગ્ન સંબંધના કારણે પોતાના ઉપરની કાયદેસર જવાબદારી અદા કરવાને અશક્ત થાય તો; અગર વ્યભિચાર કરે ( વ્યભિચારના સંબંધમાં આંખ

આડા કાન કરેલા હોય, મેલાપી થઇને તે કરાવ્યો હોય, અગર માફી આપી હોય તો તે વ્યભિચાર ગણાય નહી.) અગર પત્ની અગર પતિ રક્તપિત્ત અગર એવાજ બીજા કોઇ કુત્સિત વ્યાધિથી ગ્રસ્ત થાય તો, અગર ત્રણ વર્ષથી વધારે વખત સુધી તેમનો પતિ પત્નીનો વ્યવહાર એક બીજાના સ્વભાવનો મેળ ન પડવાથી ચાલતો ન હોયતો; અગર લગ્ન પછી ભ્રાંતચિત્ત થાય અને તે ત્રણ વર્ષ સુધી રાહ જોયા છતાં મટવાની આશા ન હોય તો; અગર એમાંથી કોઇ એક બીજું લગ્ન કરે તો.

પતિ જો સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન કરવાની ટેવવાળો હોય તો પત્ની આ એકજ કારણથી ન્યાયવિઘટન કરાવી શકે છે.

કોઇ પતિ પત્ની વચ્ચે ન્યાયવિઘટન થયા પછી તેઓ સહવાસ પાછો ચાલુ કરે તો તેમની, બન્નેની માગણી ઉપરથી થયેલું ન્યાયવિઘટન રદ થઈ શકે છે.

**ટીપઃ—લગ્નવિચ્છેદ કરાવવા બદલના દાવાના કામે જે રીત બતાવી છે તે રીતેજ આવા દાવા પણ ચાલશે.**

## પૃથક્ નિવાસ વિષે.

'પૃથક્ નિવાસ' એટલે પતિપત્ની લગ્ન સંબંધ વિચ્છિન્ન ન થતાં, તથા સંભોગ વ્યવહાર બંધ ન થતાં જુદા રહે એવી સ્થિતિ ન્યાયાધિશી મારફત લાવવામાં આવે તે.

કોઇ પણ પત્નીને ન્યાયવિઘટન જે કારણોસર મળી શકે છે (જુઓ ન્યાયવિઘટન સંબંધમાં) તેમાંના કોઈ પણ કારણ ઉપરથી ફરિયાદ કરી ન્યાયાધિશી મારફત પૃથક્નિવાસ મેળવી શકે છે.

**ટીપઃ-લગ્નવિચ્છેદ કરાવવા બદલના દાવાના કામે જે રીત બતાવી છે તે રીતેજ આવા દાવા પણ ચાલશે.**

# લગ્ન નિરર્થક ઠરાવવા બાબત.

પતિ અથવા પત્ની લગ્ન નિરર્થક ઠરાવવા નીચેનાં કારણો હોય તો દાવો કરી શકે છેઃ-

(૧) લગ્ન વખતે પતિ કે પત્ની રકતપિત્ત અથવા બીજા કોઈ એવાજ કુત્સિત વ્યાધિથી ગ્રસ્ત હોય, અગર પુર્ણ પણે બધીર, મૂક, અંધ, ભ્રાંતચિત્ત અથવા અશુદ્ધ હોય અગર પતિત હોય અને તે હકીકત તેણે અથવા તે સગીર હોય તો પરણાવનાર વાલી કે માતાપિતાએ સામા પક્ષને જાણીબુજીને જાણવા દીધી ન હોય અને ખરી હકીકત સમજ્યા પછી સામા પક્ષે તેને સંમત્તી આપી ન હોય તો;

(૨) લગ્ન કપટથી કે જબરદસ્તીથી થયું હોય અને હકીકત સમજ્યા પછી તેને સંમત્તી આપી ન હોય તો;

**ટીપઃ-પહેલાંની પત્ની જીવતી હોવાની વાત જાણી જોઇને છૂપાવી બીજી સ્ત્રી સાથે લગ્ન કરવું તેને પણ કપટ ગણવામાં આવે છે.**

(૩) બાળલગ્ન પ્રતિબંધક નિબંધ મુજબ પરવાનગી મેળવ્યા શિવાય તા. ૧-૮-૨૯ ના રોજ અગર તે પછી લગ્ન થયું હોય અને લગ્ન વખતે વધૂ કે વરની ઉમ્મરના આઠ વર્ષ પૂરાં થયેલાં ન હોય;

(૪) પતિ અને પત્ની હિન્દુ ન હોય અથવા કાયદાથી ઠરેલા ધોરણે તેઓ નજીકના સગા હોવાથી લગ્ન ન થઇ શકે તેવું ઠરાવેલું છે તેવા નજીકના સગા હોય તો;

(૫) પત્નીનો પ્રથમનો પતિ જીવતો હોય અને તે પતિ સાથેનું લગ્ન કાયમ હોય છતાં લગ્ન કર્યું હોય તો. આ એકજ કારણસર

પણ પતિ લગ્ન નિરર્થક ઠરાવવા દાવો કરી શકે.

ઉપરનાં કારણો હોય તો લગ્ન નિરર્થક ઠરાવવા દાવો કરી શકાય છે.

**ટીપઃ-લગ્નવિચ્છેદ કરાવવા બદલ દાવાના કામે જે રીત બતાવી છે તે રીતેજ આવા દાવા પણ ચાલશે.**

લગ્ન નિરર્થક ઠરાવ્યા બદલનું આખરનું હુકમનામું થયા પછી છ મહિના બાદ, અગર તે હુકમનામા ઉપર વિવાદ થયો હોય તો તે નામંજૂર થયા બાદ જાણે તે લગ્ન સંબંધ મરણથી તૂટી ગયો છે એવી રીતે બીજું લગ્ન કરી શકાય છે. મુદ્દત વીત્યા શિવાય પુનર્લગ્ન કરવામાં આવે તો તે બીજું લગ્ન પ્રથમનું લગ્ન કાયમ છતાં કરવામાં આવ્યું છે એમ ગણાય છે.

લગ્ન નિરર્થક ઠરાવવા માટેની ફરિયાદ ઉપરથી કોઇ લગ્ન નિરર્થક ઠરે તો પણ તે લગ્નથી થયેલાં છોકરાંઓ તેમના માતા પિતાનાં કાયદેસર છોકરાંઓ ગણાય છે, અને તેઓને વારસાઇના તથા બીજા તમામ હકકો મળે છે.

# હિંદુ વારસા વિષે.

## વારસાના સામાન્ય ધોરણો.

જ્યારે કોઇ સખસ મરણ પામે, અથવા સંન્યાસી થાય અગર કાયદેસર કારણોને લીધે કોઇ સખસનો મિલકત ઉપરનો હકક નષ્ટ થાય ત્યારે તેની મિલકતનો **વારસો ઉતરવાનો પ્રસંગ આવે છે.**

મજીઆરામાંથી જુદા થયેલા (વિભકત) સખસની અથવા છેલ્લા અવશિષ્ટ સહભાગી તરીકે પ્રાપ્ત થયેલી કોઇ પણ સખસની આગવી અથવા જ્યારે કોઇ સહભાગી એકવાર મજીઆરામાંથી જુદા (વિભકત) થયા પછી ફરીથી એકત્ર થાય (સંસૃષ્ટ), તેવા

સખસની મિલ્કત **વીલ થયા શિવાય રહી** હોય તે મિલ્કતનો વારસો ઉતરે છે.

વારસો ઉતરે તે પ્રસંગે હયાતનેજ વારસો મળે, નહી જન્મેલા વારસોની રાહ જોવાય નહી, પણ ગર્ભમાં છોકરૂં હોય તો તેને વારસો મળી શકે છે.

નીચે જણાવેલા સખસો વારસાના માટે **નાલાયક** છેઃ-

(૧) જન્મથીજ અશુદ્ધ, (૨) જન્મથીજ ભ્રાંતચિત્ત, (૩) સંન્યાસી હોય તે, (૪) વ્યભિચારી વર્તણૂકવાળી પત્ની, (૫) જે સખસનો વારસો જેને મળવાનો હોય તે સખસનું ખૂન કે શિક્ષણીય મનુષ્યવધ કર્યાનું હકૂમતવાળી ફોજદારી ન્યાયાધિશીએ ઠરાવ્યું હોય તે સખસ, (૬) કંટાળો ઉપજાવે એવા ચેપી અને અસાધ્ય રોગથી પીડાતો હોય તે સખસ.

ઉપરના સખસો વારસાના માટે નાલાયક ગણાય છે અને વારસો ઉતરવાના પ્રસંગે તેમને વારસો નહી મળતાં તેમના પછીના **હક્કદારને વારસો મળશે.**

**આવા નાલાયક સખસના વારસોને પ્રતિનિધિ તરીકે વારસો મળતો નથી,** પણ મરનાર સખસની સાથે **તેઓના પોતાના સગપણથી વારસો મળતો હોય તો તેથી વારસો મળવા વાંધો આવતો નથી.**

વારસો મળી ગયા પછી કોઇ સખસ, ઉપર જણાવ્યા પ્રમાણે વારસો મેળવવા **નાલાયક** થાય તો તેને મળેલો વારસો પાછો લેવાઇ શકાતો નથી.

# પુરૂષોના વિશિષ્ટ વારસા વિષે.

મરનાર સખસના સંતાનનો તથા વિધવાનો વારસા ઉપર સૌથી શ્રેષ્ટ હક્ક છે. **(સંતાન એટલે પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર)** દાસીપુત્રનો સંતાનમાં સમાવેશ થતો નથી પણ માત્ર ભરણપોષણ મેળવવાનો તેમને હક્ક છે.

સંતાનને, તથા વિધવાને એકી સાથે સહભાગી તરીકે વારસો મળશે. વારસાની વહેંચણીના પ્રસંગે દરેક પુત્રને અને વિધવાને માથાદીઠ, તથા પૌત્ર અને પ્રપૌત્રને થડદીઠ સરખા ભાગ એવી રીતે મળે છે.

મિલ્કત અવિભાજ્ય હોય અને વડીલ પુત્રનેજ વારસો મળવાનો રિવાજ સાબીત થાય તો વડીલ પુત્રનેજ વારસો મળે છે.

મરનાર પુરૂષને સંતાન ન હોય તો વિધવાને વારસો મળે છે. (એકથી વધારે વિધવાઓ હોય તો તેઓને સહભાગી તરીકે એકી સાથે એકત્ર વારસો મળે છે). મિલ્કત અવિભાજ્ય હોય તો વધારે વિધવાઓ પૈકી જે, તે પુરૂષને પ્રથમ પરણેલી હોય તેને વારસો મળે છે.

**વિધવાના અભાવે પુત્રીને, તથા મૈયત પુત્રીના પુત્રને એક સાથે વારસો મળે છે.** દરેક પુત્રીને માથા દીઠ વારસો મળે છે; તથા કોઈ પુત્રી મૈયત હોય ત્યારે, તે જીવતી હોત તો તેને જેટલો ભાગ મળત તેટલો ભાગ તેના પ્રતિનિધિ તરીકે તેના પુત્ર અગર પુત્રોને થડ દીઠ મળશે.

## ઉદાહરણ.

ધારોકે ચંદ્રકીશોર એક લાખ રૂપીયા મુકી મૈયત થાય અને તેને એક પુત્રી હયાત હોય અને એક પુત્રી મરી ગયેલી હોય અને તે પુત્રીને ચાર પુત્રો હોય તો ચંદ્રકીશોરની હયાત પુત્રીને ૧/૨ ભાગ

મળે એટલે પચાસ હજાર રૂપીઆ મળે અને મૈયત પુત્રીના ચારે પુત્રોને ૧/૨ ભાગ મળે એટલે ચાર પુત્રોને પચાસ હજાર રૂપીઆ મળે.

મિલ્કત અવિભાજ્ય હોય તો, સૌથી વડીલ હયાત પુત્રીનેજ વારસો મળે છે.

**પુત્રીના અભાવે** પુત્રીના પુત્રને વારસો મળે છે. પુત્રીના પુત્રને, પછી તે એકજ પુત્રીથી અગર જુદી જુદી પુત્રીઓથી થએલા હોય તો પણ માથાદીઠ વારસો મળે છે. (ધારોકે મૈયતને બે પુત્રીઓ મૈયત થએલી હોય અને એક પુત્રીને ચાર પુત્ર અને બીજીને છ પુત્ર હોય તો કુલ દશ ભાગ કરવા પડે અને દરેક પુત્રને ૧/૧૦ ભાગ મળે).

**પુત્રીના પુત્રના અભાવે** મરનારના બાપને વારસો મળે છે.

**બાપના અભાવે** મરનારની સગી માતાને વારસો મળે છે. **સગી માતાના અભાવે** મરનારના પુત્રની વિધવાને વારસો મળે છે. **પુત્રની વિધવાના** અભાવે મરનારના સગા ભાઇને વારસો મળે છે. **સગા ભાઇના અભાવે** મરનારના સગા ભત્રીજાને વારસો મળે છે. **સગા ભત્રીજાના અભાવે** મરનારની બાપની માને વારસો મળે છે. **બાપની માને અભાવે** મરનારની સગી બ્હેનને, તથા પુત્રની પુત્રીને એક સાથે વારસો મળે છે, અને એવો વારસો મળવાના પ્રસંગે કોઈ સગી બ્હેન મૈયત હોઇ તેને પુત્ર હોયતો, તે પુત્રને સગી હયાત બ્હેન તથા પુત્રની પુત્રી જોડે વારસો મળે છે. દરેક સગી બ્હેનને તથા પુત્રની પુત્રીને માથાદીઠ વારસો મળે છે; જ્યારે કોઈ સગી બ્હેન મૈયત હોય ત્યારે, તે જીવતી હોત તો તેને જેટલો ભાગ મળત તેટલો ભાગ તેના પ્રતિનિધિ તરીકે તેના પુત્ર અગર પુત્રોને ચડદીઠ મળશે. (ધારોકે મરનારને **એક સગી બ્હેન** હયાત હોય અને એક સગી બ્હેન મૈયત હોઇ તેને **બે પુત્રો હોય** અને **એક પુત્રની પુત્રી** હોયતો હયાત બ્હેનને ૧/૩ ભાગ મળે તથા મૈયત સગી બ્હેનના બે પુત્રો વચ્ચે ૧/૩ ભાગ અને પુત્રની પુત્રીને

૧/૩ ભાગ મળે.) મિલ્કત અવિભાજ્ય હોય તો, સૌથી વડીલ પુત્રની પુત્રીને વારસો મળે છે.

**સગી બ્હેન તથા પુત્રની પુત્રીના અભાવે** મરનારના બાપના બાપને વારસો મળે છે.

**બાપના બાપના અભાવે** પુત્રીની પુત્રીને તથા બ્હેનના પુત્રને (બ્હેનના દત્તક પુત્રનો આમાં સમાવેશ થતો નથી.) એક સાથે માથાદીઠ વારસો મળે છે.

## પુરૂષોના અવિશિષ્ટ વારસા બાબત.

"**સગોત્ર સપિણ્ડ**" એટલે કોઇ સખસના તેના પછીની છ પેઢી સુધીના પુરૂષ વંશજો, તેના પહેલાંની છ પેઢી સુધીના પુરૂષ પૂર્વજો, તથા તેના પહેલાંની છ પેઢી સુધીના પુરૂષ પૂર્વજો પૈકી દરેક પુર્વજથી છ પેઢી સુધીમાં સીધી લીટીમાં ઉતરેલા પુરૂષ વંશજો અને આ બધા શખસોની સ્ત્રીઓ.

'**સમાનોદક**" એટલે કોઇ સખસથી ગણુતાં સાતમી પેઢીથી તેરમી પેઢી સુધીના પુરૂપ **વંશજો** તથા **પૂર્વજો**, કોઇ સખસથી ગણુતાં સાતમી પેઢીથી તેરમી પેઢી સુધીના પુરૂષ પૂર્વજો પૈકી દરેક વડીલથી છ પેઢી સુધીમાં ઉતરેલા પુરૂષ વંશજો, કોઈ સખસની પહેલાંની છ પેઢી સુધીના પુરૂપ પૂર્વજો પૈકી દરેક વડીલની સાતમી પેઢીથી તેરમી પેઢી સુધીમાં ઉતરેલા પુરૂષ વંશજો તથા આ બધા સખસોની સ્ત્રીઓ.

**મરનારની પુત્રીની પુત્રીની અથવા બ્હેનના પુત્રના** અભાવે સગોત્ર સપિણ્ડોને; તેમના અભાવે સમાનોદકોને અને પછી બંધુઓને વારસો મળે છે.

**ઓરમાન** માતાને, ભાઇને તથા ભત્રીજાને વારસો સગોત્ર સપિણ્ડ તરીકે મળે છે. ઓરમાન બ્હેનને ઓરમાન ભાઈના અભાવે

વારસો મળે છે. સગોત્ર સપિણ્ડોમાં, તથા સમાનોદકોમાં સગા અને ઓરમાનનો ભેદ ગણવામાં આવતો નથી. સગોત્ર સપિણ્ડની અથવા સમાનોદકની વિધવા પોતપોતાના ધણીની જગ્યાએ ગણાય છે.

જુદા જુદા વર્ગના અથવા પેઢીના વારસો એક સાથે વારસો લેઇ શકે નહી; પરંતુ પ્રથમના વર્ગ અથવા પેઢીના વારસોના અભાવે તે પછીના વર્ગના અથવા પેઢીના સખસોનો વારસાનો વારો આવે છે.

**અનેક સખસો એકજ વર્ગના તથા પેઢીના હોય ત્યારે, પૂર્વજો** અને તેમની પેઢીના વારસો કરતાં **વંશજો** અને તેમની પેઢીના વારસોનો શ્રેષ્ટ હક્ક હોય છે; જે પેઢીની લીટીમાં પુરૂષવંશ કન્યાવંશથી વહેલો ખંડિત થયો હોય તે પેઢીના વારસ કરતાં જે પેઢીમાં પુરૂષવંશ કન્યાવંશથી મોડો ખંડિત થયો હોય તે પેઢીના વારસોનો શ્રેષ્ટ હકક હોય છે; સ્ત્રી કરતાં પુરૂષનો, તથા કેવળ મા તરફનાં સગાં કરતાં બાપ તરફનાં સગાંનો શ્રેષ્ટ હક્ક હોય છે; વિશિષ્ટ વારસ તથા બંધુઓની બાબતમાં ઓરમાન કરતાં સહોદર સગાંનો શ્રેષ્ટ હકક હોય છે. એકજ વર્ગ, તથા પેઢીના અનેક વારસો હોય તો, તેમને વારસાનો સરખો ભાગ મળે છે.

સગોત્ર સપિણ્ડ અને સમાનોદકના અભાવે બંધુઓને વારસો નીચેના ક્રમે મળે છે:—

(૧) પિતા તરફના પોતાના બંધુ (આત્મબંધુ);

(૨) માતા તરફના પોતાના બંધુ (આત્મબંધુ);

(૩) પિતાના બંધુ (પિતૃબંધુ);

(૪) માતાના બંધુ (માતૃબંધુ);

ઉપરના ક્રમે બંધુઓને વારસો મળે છે.

કોઇ સખસને તેના પિતા, પિતામહ કે પ્રપિતામહ તરફથી જે વારસો મળે તે તેના સંતાનની બાબતમાં **અપ્રતિબંધ** વારસો ગણાય છે. આ શિવાયનો વારસો **સપ્રતિબંધ** વારસો ગણાય છે.

સપ્રતિબંધ વારસો લેનારા પૈકી જે સખસો વારસાનો હક્ક થડના પ્રતિનિધિ તરીકે ધરાવતા હોય તો થડદીઠ અને પોતાની જાતના સગપણની રૂઇએ ધરાવતા હોય તો માથાદીઠ વારસાનો ભાગ મળે છે.

સપ્રતિબંધ વારસો ઉતરવાના પ્રસંગે, જે સખસે વારસો ન લીધો હોય, અગર જે સખસ વારસો મળવા કાયદાથી નાલાયક હોય તેવા સખસના પ્રતિનિધિ તરીકે વારસો મળી શકતો નથી.

વારસો એકી વખતે ઘણા સખસોને મળતો હોય તો ખાસ બીજી રીતે ઠરાવ્યું ન હોય તો અપ્રતિબંધ વારસો લેનારા સખસો સહભાગી તરીકે અને સપ્રતિબંધ વારસો લેનારા સખસો પોતપોતાની આગવી મિલ્કત તરીકે વારસો લેછે.

અનેક સખસોને વારસો ઉતરવાના પ્રસંગે કોઇ મિલ્કત અવિભાજ્ય હોય ત્યારે, તેનો વારસો માત્ર વડીલ શાખાના વડીલ સખસને મળે છે; પરંતુ બીજા સખસોને તે મિલ્કતમાંથી ભરણ પોષણ મેળવવાનો હક્ક હોય છે.

## સ્ત્રીના વારસા બાબત.

કોઈ સખસનો વારસો તેની **વિધવાને**, તેની **માતાને**, અગર તેના કોઈ સગોત્ર સપિણ્ડની **વિધવાને** મળે ત્યારે, વારસામાં મળેલી મિલ્કત જો **બાર હજાર રૂપિયાથી** વધારે કિંમતની ન હોય તો તે તેને **સ્વતંત્ર સ્વામિત્વથી મળશે**, અને જો બાર હજાર રૂપિયાથી વધારે કિંમતની હશે તો રૂપિયા બાર હજારની કિંમતની મિલ્કત સ્વતંત્ર સ્વામિત્વથી અને તે ઉપરાંતની મિલ્કત **મર્યાદિત સ્વામિત્વથી** તેને મળશે. આ શિવાયની બીજી સ્ત્રીઓને

વારસો સ્વતંત્ર સ્વામિત્વથી મળે છે. સ્ત્રીને **મર્યાદિત સ્વામિત્વથી** જે વારસો મળે તે વારસો, તેના મરણ પછી **તેના પતિના વારસ તરફ** ઉતરે છે; અને તે શિવાયની મિલ્કતનો વારસો નીચે જણાવેલા ક્રમ પ્રમાણે ઉતરે છે;—

(૧) પુત્રોને, તથા પુત્રીઓને સરખા ભાગે;
(૨) તેમના અભાવે દરેક પુત્રીના પુત્રોને, તથા પુત્રીની પુત્રીઓને થડદીઠ સરખા ભાગે;
(૩) દરેક પુત્રના પુત્રોને થડદીઠ સરખા ભાગે;
(૪) પતિને;
(૫) પતિના વારસોને.

**કોઈ કુંવારી સ્ત્રીના** સ્ત્રીધનનો વારસો તેના સગા ભાઈઓને, તેમના અભાવે માને, માના અભાવે બાપને અને બાપના અભાવે બાપના તરફનાં સગાંઓને **પુરૂષોના અવિશિષ્ટ વારસાના ધોરણો પ્રમાણે** ઉતરે છે.

ટીપઃ—કુંવારા વ્યવહારમાં સાસરા તરફથી જે મિલ્કત મળી હોય તે સાસરે પરત આપવી પડે છે.

## યતિ સંન્યાસીનો વારસો.

**વિશેષ રિવાજને પાત્ર રહીને**, યતિનો વારસો તેના શિષ્યને, તથા બ્રહ્મચારીનો વારસો તેના **ગુરૂને** ઉતરે છે.

**નિવારસી મિલ્કતનો વારસો શ્રીમંત સરકારને મળે છે.**

## સંસૃષ્ટ પુરૂષના વારસા સંબંધી.

"**સંસૃષ્ટ**" **એટલે** પિતા અને પુત્રો વચ્ચે વહેંચણી થઈ ગયા પછી પિતા તથા માતા, અને વહેંચણી થયાના બીજા કોઇપણ પ્રસંગે વહેંચણી થયા પછી વહેંચણી કરનાર બધા કે

કોઇ સહભાગીઓ પોતાની પાસે તે વખતે હોય તે મિલ્કત, તેમજ પોતાને ભવિષ્યમાં મળે તે મિલ્કત મજીઆરી ગણાય એવા ઈરાદાથી ફરી એકત્ર કરે ત્યારે તેઓ સંસૃષ્ટ થયા છે એમ કહેવાય છે.

**ટીપઃ—સંસૃષ્ટ થવા માટે લેખ કરવો પડે છે અને તે લેખમાં બધી મીલ્કતનું વર્ણન લખી પોતાની સહીઓ કરી બે સાક્ષીઓ કરાવી તે લેખ નોંધાવવો પડે છે.**

સંસૃષ્ટ પુરૂષનો વારસો તે જાણે મજીઆરામાં ન હોય તે પ્રમાણે તેના **સંતાનને**, તથા તેની **વિધવાને** પ્રથમ ઉતરે છે.

સંસૃષ્ટ પુરૂષના સંતાન પૈકી જે સંતાન સદરહુ પુરૂષ સાથે સંસૃષ્ટ હોય તેમને મજીઆરામાંથી જુદા થયેલા સંતાન કરતાં પ્રથમ વારસો મળે છે.

સંસૃષ્ટ સખસના સંતાન તથા વિધવાના અભાવે સંસૃષ્ટ **માતાને**, તેના અભાવે સંસૃષ્ટ **પિતાને**, તેના અભાવે સંસૃષ્ટ **સગા ભાઇને**, અને તેના અભાવે સંસૃષ્ટ **સગી બ્હેનને** વારસો મળે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સંસૃષ્ટ પુરૂષનો કોઇપણ સગો ન હોય તો સંસૃષ્ટ ઓરમાન ભાઇ, સંસૃષ્ટ કાકો, અસંસૃષ્ટ પિતા, તથા અસંસૃષ્ટ સગા ભાઇ આ પૈકી જે હયાત હશે તેમને એકી સાથે સરખે ભાગે વારસો મળે છે.

ઉપર બતાવેલા સગાના અભાવે, જે કોઇ સહભાગી મરનારની સાથે સંસૃષ્ટ થઇ રહેલો હોય તેને, અને તેના અભાવે મરનારની પુત્રીને વારસો મળે છે.

મરનારની પુત્રીને, કોઈ શ્રેષ્ટ વારસ ઉપર જણાવેલા છે તે હયાત હોવાના લીધે વારસો મળતો ન હોય તો પુત્રીને તેનું લગ્ન થતાં સુધી અન્નવસ્ત્ર મેળવવાનો હક્ક છે.

# અવિભક્ત કુંટુંબ વિષે.

અવિભકત કુંટુંબ એટલે મજીઆરૂં કુટુંબ **સહભાગીઓ** અને **સમાશ્રિતો** મળીને થાય છે.

મજીઆરા કુંટુંબમાં નીચે જણાવેલા સખસો **સહભાગીઓ** ગણાય છે:—

(૧) મૂળ પુરૂષ અને તેના ત્રણ પેઢી સુધીના પુરૂષ વંશજો, ( પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર. )

ઉદાહરણ

ચંદ્રશંકરને એક પુત્ર રમણલાલ, એક પુત્રનો પુત્ર (પૌત્ર) અને એક પુત્રના પુત્રનો પુત્ર (પ્રપૌત્ર) હોય તો તે બધા સહભાગીઓ ગણાય છે.

(૨) મૂળ પુરૂષના **મરણ પછી** જે તે શાખાનો મૂળ પુરૂષ રહે તે તથા તેની ત્રણ પેઢી સુધીના પુરૂષ વંશજો; ( પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર. )

ઉદાહરણ.

જો ચંદ્રશંકર મૈયત થાય તો પછી તેનો પુત્ર રમણલાલ મૂળ પુરૂષ કહેવાય અને તેથી રમણલાલનો પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર સહભાગીઓ ગણાય છે.

(૩) કોઈ પુરૂષ **સહભાગી** હોય અને તે મરણ પામે ત્યારે તેની વિધવા અને સંન્યાસી થાય ત્યારે તેની પત્ની **સહભાગી** ગણાય છે. આવી સ્ત્રીઓ જો વ્યભિચારી વર્તણુંકવાળી હોય તો તે સહભાગી થઇ શકે નહી.

**ખુલાસો ૧ લો:**—વંશજોમાં દત્તક વંશજોનો પણ સમાવેશ થાય છે.

**ખુલાસો ૨ જો:**—જન્મથીજ જે અબુદ્ધ અગર ભ્રાંતચિત્ત હોય તેના પુત્રો જાતે જન્મથી અબુદ્ધ અગર ભ્રાંત-

ચિત્ત ન હોય, કંટાળો ઉપજાવે એવા ચેપી અને અસાધ્ય રોગથી પીડાતા હોય તેમના પુત્રો જાતે તેવા રોગથી પીડાતા ન હોય, અને સંન્યાસી થયેલા સહભાગીના પુત્રો જાતે સંન્યાસી થયા ન હોય તો, તે પણ સહભાગી થઈ શકે છે.

મજીઆરા કુંટુંબમાં નીચેના સખસો **સમાશ્રિતો** ગણાય છેઃ-

(૧) પુરૂષ સહભાગીઓ જીવતા હોય તેમની પત્નીઓ;

(૨) પુરૂષ સહભાગીઓની માતાઓ, પિતામહીઓ, તથા પ્રપિતામહીઓ ( સહભાગી ન હોય તે);

(૩) જીવતા કે મરણ પામેલા સહભાગીઓની કુંવારી કન્યાઓ;

(૪) સહભાગીની વિધવા પુત્રીને તેના સાસરામાં ભરણપોષણનું સાધન ન હોય, તથા પિતા જીવતાં ને તેના ઘરમાં રહેતી હોય, અને પિતાની પાસે **સાધન હોય** ત્યારે તેની વિધવા પુત્રી;

(૫) જન્મથીજ જે અબુદ્ધ કે ભ્રાંતચિત્ત હોય એવા પુરૂષો, તેવાની પત્નીઓ અને કુંવારી પુત્રીઓ; ( **અબુદ્ધ કે ભ્રાંતચિત્તનો દોષ દૂર થાય એટલે આવા પુરૂષો સહભાગી ગણાય છે.** )

(૬) કંટાળો ઉપજાવે એવા ચેપી અને અસાધ્ય રોગથી પીડાતા હોય એવા પુરૂષો, તથા તેવાની પત્નીઓ; વિધવાઓ તથા કુંવારી કન્યાઓ; ( **આવો રોગ દૂર થાય એટલે આવા પુરૂષો સહભાગી ગણાય છે.** )

(૭) કોઈ **સહભાગી સાથે કોઇ સ્ત્રીનું લગ્ન કાયદાથી નિરર્થક હોય** પણ તે તેની સાથે પત્ની તરીકે રહી હોય, અને તે સહભાગી મરણ પામેલો હોય ત્યારે તેવી સ્ત્રી;

(૮) મૈયત **સહભાગીઓની** રખાત કે જે સહભાગીઓના જીવતાં સુધી મજીઆરા કુંટુંબમાં રહી હોય તે;

(૯) દાસીપુત્રો.

ઉપર જણાવેલા સખસો **સમાશ્રિત** ગણાય છે.

**ટીપઃ—મજીઆરા કુટુંબમાં 'સહભાગી' અને 'સમાશ્રિત' કોણ કોણ થઇ શકે તે ખાસ જાણવાની જરૂર છે. ઉપર તે બદલ ખુલાસાથી લખવામાં આવેલું છે, તે સમજીને ખાસ વાંચવા ભલામણ કરૂં છું.**

## સહભાગીઓના હક્ક તથા જવાબદારીઓ.

મજીઆરા કુંટુંબની મિલ્કત ઉપર **સહભાગીઓની** મજીઆરી માલકી ગણાય છે, પુરૂષ સહભાગીને જન્મથીજ, અને સહભાગીની સ્ત્રીને તેના પતિના મરણ પછી આવી માલકી મળે છે. કોઇ પુરૂષ સહભાગી **ગર્ભમાં હોય** ત્યારથીજ તે જન્મ્યો છે એમ સમજવાનું છે.

મજીઆરા કુંટુંબની મિલ્કતને નુકશાન ન થાય તેવી રીતે કબજો ભોગવટો કરવાને દરેક સહભાગીને હકક હોય છે; પરંતુ અમુકજ ભાગનો કબજો મેળવવાનો કે ઉપભોગ લેવાનો; કોઈ સહભાગીને કાઢી મૂકવાનો કે બાતલ કરવાનો; મિલ્કતને નુકસાન કરવાનાં; પોતાની મેળે ગેરકાયદેસર ઉપયોગ કરવાનો; તે મિલ્કતના સ્વરૂપમાં કે વાપરવાની રીતમાં ફેરફાર કરવાનો હક્ક કોઈપણ સહભાગીને વહેંચણી થતાં સુધી હોતો નથી.

દરેક સહભાગીને પોતાના, પોતાની પત્નીના, પોતાના છોકરાંના તથા જેમનું ભરણપોષણ કરવા તે બંધાએલ હોય તેમના ભરણ-પોષણનું તથા હંમેશની ધર્મક્રિયા કે સંસ્કાર માટેનું ખર્ચ, છોકરાંના

શિક્ષણ માટેનું ખર્ચ, પોતાની પુત્રી તથા મજીઆરા કુટુંબની કુંવારી કન્યાઓના લગ્ન માટેનું ખર્ચ, મજીઆરી મિલ્કતમાંથી (કુંટુંબની સ્થિતી અનુસાર) મેળવવાનો હક્ક હોય છે.

દરેક **સહભાગીને** મજીઆરા કુંટુંબની મિલ્કતમાંનો પોતાનો હિતસંબંધ કાયદેસર મોંબદલા માટે ગિરો મૂકવાનો કે વેચવાનો હક્ક છે. બક્ષિસથી કે વીલથી પણ આપી દેવાનો હક્ક છે. **માત્ર સ્ત્રી સહભાગીને** પોતાનો હિતસંબંધ રૂપિયા બાર હજારની રકમ સુધીનો હોય તો ઉપર પ્રમાણે વ્યવસ્થા કરવા હક્ક છે.
દરેક સજ્ઞાન સહભાગીને પોતાનો ભાગ વહેંચણી કરી જુદો કરાવી લેવાનો હક્ક છે.

કોઈ **સહભાગી સગીર** હોય અને કુંટુંબનો કોઇ સખસ દગો કરતો હોય; બેદરકારી કે ઉડાઉ વ્યવસ્થા હોય; સગીરને મજીઆરી મિલ્કતમાંથી થોડો અગર વધારે બાતલ કરવામાં આવતો હોય; તેના ભરણપોષણની દરકાર રાખવામાં આવતી ન હોય અગર કોઈ બીજું વ્યાજબી કારણ હોય તો; અને સગીરના શારીરિક કે આર્થિક દ્રષ્ટિએ લાભનું હોય તો સગીર વતી પણ **વહેંચણી કરાવી શકાય છે.**

સાધારણ રીતે કોઇ સહભાગીને હિસાબ માગવાનો કે ખાસ કરાર કરેલો ન હોય તો પોતે કંઇ ખર્ચ કર્યું હોય તેમાં ફાળો માગવાનો હક્ક નથી, પરંતુ **વહેંચણી વખતે** મજીઆરી મિલ્કત કયી કયી છે તે અથવા તેની કિંમત નક્કી કરવા માટે, અગર કોઈ સહભાગીએ મિલ્કતનો આગવો કબજો કરેલો હોવાના લીધે, કે કપટ કે અવિચારીપણાથી વહિવટ કરેલો હોવાના લીધે, કે પોતે સગીર હોય તે દરમ્યાન કપટ, ભારે બેદરકારી કે ઉડાઉપણાનું વર્તન ચલાવ્યાના લીધે જવાબદારી નક્કી કરવા માટે કોઈપણ સહભાગીને **હિસાબ માંગવાનો હક્ક છે.**

જે વ્યવહારમાં પોતે ભાગ લે, અગર સ્પષ્ટ સંમતિ આપે તે વ્યવહારથી કુંટુંબની મજીઆરી મિલ્કત તેમજ વ્યવહાર કરનાર સહભાગીઓ ઉપર જવાબદારી પડે છે.

જે વ્યયહારમાં કોઇ સહભાગી ભાગ ન લે, અગર સ્પષ્ટ સંમતિ ન આપે તે વ્યવહારથી કુંટુંબની મજીઆરી મિલ્કતમાંના પોતાના હિસ્સા ઉપર કે જાત ઉપર જવાબદારી પડતી નથી.

## અવિભક્ત કુંટુંબનો કર્તા.

જે **સહભાગી** કુટુંબની મિલ્કતનો વહિવટ કરી શકે, તથા બીજા સખસો સાથે કુંટુંબના વ્યવહાર ચલાવી શકે તેને **'કર્તા'** કહેવામાં અ વે છે.

જે અવિભક્ત કુંટુંબ ફક્ત પિતા, માતા તથા પુત્રો મળીને થયેલું હોય તેવા કુંટુંબમાં પિતા કાયદેસર રીતે નાલાયક ન હોય તો, તેને કર્તા તરીકે કામ કરવાનો હક્ક છે.

કોઈ સહભાગી સગીર હોવાથી કે બીજા કારણથી સંમતિ આપવા અસમર્થ હોય ત્યારે એક અથવા વધારે સહભાગી તેવાની સંમતિ લીધા વગર, મજીઆરા કુંટુંબના ફાયદા કે જરૂરિયાત કારણ માટે; કે મજીઆરી મિલ્કતના ફાયદા માટે, કે કુંટુંબના ભરણપોષણ માટે, કે કુંટુંબની મિલ્કતના રક્ષણ કે વહિવટ માટે; કે જરૂરી ધર્મક્રિયા માટે, કે સહભાગો તથા સમાશ્રિતોના લગ્ન વિગેરે ધાર્મિક સંસ્કારો માટે **જરૂરી વ્યવહાર કરે** તો, મજીઆરી મિલ્કતમાંનો એવા અસમર્થ સહભાગીનો હિતસંબંધ પણ જવાબદાર ગણાય છે.

**ટીપઃ—સંમતિ આપવા અસમર્થ સહભાગીની જાત ઉપર કે આગવી મિલ્કત ઉપર, ઉપરના વ્યવહારથી જવાબદારી પડતી નથી; પરંતુ** કોઇ સહભાગીએ ગર્ભિત

સંમતિ આપેલી હોય કે પાછળથી તે વ્યવહાર કબુલ રાખ્યો હોય તો, **તેની જાત ઉપર અને મજીઆરી મિલકતમાંના પોતાના હિસ્સા ઉપર જવાબદારી પડી શકે છે.**

ઉપર જણાવેલા વ્યવહારો બદલ 'કર્તા' મજીઆરા કુંટુંબ વતી દિવાનીમાં ફરિયાદ કરે અગર કુંટુંબના કર્તા તરીકે તેના ઉપર દિવાનીમાં ફરિયાદ થાય ત્યારે, તે ફરિયાદમાં થયેલાં હુકમનામાં તથા હુકમો અને બજાવણીઓ, તમામ સહભાગીઓને તેઓ તે ફરિયાદમાં જાણે પક્ષકાર હોય તેવી રીતે બંધનકારક ગણાય છે; પરંતુ જો કર્તાએ કપટ, દગલબાજી, કે સામા પક્ષકારને મળી જઇને, કે બીજી અયોગ્ય રીતે તે કામો ચલાવ્યાં હોય તો, બીજા સહભાગીઓને તે બંધનકારક ગણાય નહી.

કર્તાએ કે કર્તા તરીકે કોઇ સહભાગીએ કપટ કે દગા ભરેલો વ્યવહાર કરેલો હોય તો, તે વ્યવહાર કોઇપણ સહભાગીને રદ કરાવવા હકક છે.

## સમાશ્રિતોના હક્ક.

મજીઆરા કુંટુંબની મજીઆરી મિલ્કતમાંથી તમામ સમાશ્રિતોને ભરણપોષણ મેળવવાનો અને કુંવારી કન્યાઓને ભરણપોષણ ઉપરાંત લગ્નનો ખર્ચ મેળવવાનો હક્ક છે; પરંતુ સમાશ્રિત પત્નીઓ, વિધવાઓ અને રક્ષાઓ ખુલ્લી રીતે વ્યભિચારની જીંદગી ગુજારતાં હોય તો તેમનો આવો હક્ક રદ થાય છે.

મજીઆરા ઘરમાં ઉપરના સમાશ્રિતોને રહેવાનો હક્ક છે.

સમાશ્રિતના ભરણપોષણના તથા રહેવા માટે ઘર મેળવવાના હક્કને નીચેનાં કારણોથી બાધ આવતો નથી:—

(क) મજીઆરા કુંટુંબમાં એકજ સહભાગી બાકી રહેલો હોવાના કારણથી, અગર

(ख) મજીઆરા કુંટુંબની મજીઆરી મિલ્કત છેલ્લા બાકી રહેલા સહભાગીના વારસને મળવાના કારણુથી, અગર

(ग) છેલ્લા બાકી રહેલા સહભાગીએ અગર જે સખસે તે મેળવેલી હોય તેણે બીજા કોઈ સખસને તે સઘળી મિલ્કત વગર મોબદલે આપી દેવાના કારણુથી, અગર

(घ) સહભાગીઓની ગેરવર્તણુકના લીધે મજીઆરા કુંટુંબની મજીઆરી મિલ્કત સરકાર દાખલ કરવામાં આવ્યાના કારણુથી, અગર

(ङ) વારસ ન હોવાના લીધે તે મિલ્કત સરકારમાં જવાના કારણુથી; ઉપરનાં કારણો હોય તો પણ સમાશ્રિતોને ભરણુપોષણુ તથા રહેવા માટે ઘર મેળવવાનો હક્ક છે.

ભરણુપોષણુ તથા રહેવા માટે ઘર મેળવવાનો જે હકક સમાશ્રિતોને છે તે હકકથી મજીઆરા કુંટુંબની મજીઆરી મિલ્કત ઉપર પોતાની મેળે કાંઇ જાતનો બોજો ઉત્પન્ન થતો નથી. આવો બોજો વીલથી, કરારથી, કે ન્યાયાધિશીના હુકમનામાથી થઇ શકે છે.

કોઇ સમાશ્રિતના કબજામાં ભરણુપોષણુ કે રહેવા માટે મજીઆરી મિલ્કત કે તેનો ભાગ હોય, અગર ન્યાયાધિશીના હુકમનામાથી, કે નોંધાયેલા દસ્તાવેજથી, કે સ્વત્વાર્પણુથી લેનારને ખબર હોય એવા કોઈ કરારથી બોજો રાખવામાં આવેલો હોય ત્યારે, તે મિલ્કતના ત્યાર પછી થયેલા કોઈપણુ સ્વત્વાર્પણુથી સમાશ્રિતના હક્કને બાધ આવતો નથી; પરંતુ કોઈ દેવું કે જવાબદારી વડીલાર્જીત કે કુંટુંબની હોવાના લીધે, કે બીજા કાંઈ કારણુને લીધે ભરણુપોષણુ કે રહેવા માટે જગ્યા આપવાની જવાબદારી કરતાં શ્રેષ્ટતા ધરાવતી હોય, કે સમાશ્રિતની સંમતિ હોવાના લીધે, કે બીજા કોઇ કારણુને લીધે સ્વત્વાર્પણુથી લેનારના હક્ક વિરૂદ્ધ સમાશ્રિતથી વાંધો લઈ ન શકાય એમ હોય, એવે

પ્રસંગે સમાશ્રિતના હક્કના લીધે આવા સ્વત્વાર્પણને બાધ આવતો નથી

## વહેંચણી વિષે.

મજીઆરા કુંટુંબની મિલ્કતની વહેંચણી નહી કરવાનો કરાર કર્યો હોય તો તેવો કરાર નિરર્થક છે, પરંતુ અમુક મુદત સુધી વહેંચણી નહી કરવાનો કરાર કાયદેસર મોબદલા માટે કરવામાં આવ્યો હોય તો, તે કરાર જેમણે કર્યો હોય તેમને બંધનકારક છે. તેમના વારસોને આવો કરાર બંધનકારક નથી.

કોઈ સહભાગીને મજીઆરા કુંટુંબની મિલ્કતમાંથી ભાગ લેવાની ઇચ્છા ન હોય તો, તે વહેંચણી દાખલ તે મિલ્કતમાંથી નજીવી વસ્તુ લે, અગર પોતાના ભાગ ઉપરથી હાથ ઉઠાવી લે, અગર પોતાનો ભાગ એક અથવા વધારે સહભાગીને બીજા સહભાગીની સંમતિથી આપી દે એટલે તે મજીઆરામાંથી જુદો થયો છે એમ ગણાય છે.

કોઈ સહભાગી પરધર્મ સ્વીકારે તો તે સ્વીકારે તે તારીખથી, અગર જો કોઈ ઐહિક નિબંધ પ્રમાણે લગ્ન કરે તો લગ્નની તારીખથી, તે સહભાગી મજીઆરા કુંટુંબમાંથી જુદો થયો છે એમ ગણાય છે.

મજીઆરા કુંટુંબની મિલ્કતની વહેંચણી નીચેના ધોરણો પ્રમાણે થાય છે:—

(૧) વહેંચણી શાખા દીઠ સરખે ભાગે કરવી;

(૨) દરેક શાખામાંના સહભાગીઓ વચ્ચે વહેંચણી માથા દીઠ સરખે ભાગે કરવી;

**અપવાદઃ**—દત્તક પિતાને દત્તવિધાન થયા પછી પોતાની પરણેલી

સ્રીથી પુત્ર ( ઔરસ પુત્ર ) થાય તો, એવા પુત્રને જે ભાગ મલે તેનો **ચોથો ભાગ** દત્તક પુત્રને મળે છે.

(૩) **વિધવાને** જો પુત્ર હોય તો, એક પુત્રને જેટલો ભાગ મળે તેટલો વિધવાને મળે છે, પણ જો પુત્ર ન હોય તો, તેના પતિને જે ભાગ મળત તે ભાગ જેટલો ભાગ મળે છે. ( જો પુત્ર ન હોય અને એકથી વધારે વિધવાઓ હોય તો, તેમને બધાને મળીને તેમના પતિનો ભાગ મલે છે. )

(૪) પતિ અને સંતાન વચ્ચે વહેંચેણી થતી હોય તો, **પત્નીને** પુત્ર જીવતો હોય તો પુત્ર જેટલો, અને ન જીવતો હોય તો પૌત્ર જેટલો, અને પુત્ર કે પૌત્ર જીવતો ન હોય તો પ્રપૌત્ર જેટલો ભાગ મલે છે. ( સંતાનમાં સાવકા સંતાનનો સમાવેશ થાય છે. ) ( કોઇ પુરૂષને વધારે પત્નીઓ હોય તો દરેકને ઉપર પ્રમાણે ભાગ મલે છે.) **પત્ની પોતે થઈને વહેંચણી કરાવી શકતી નથી.**

(૫) **કુંવારી પુત્રીને,** પિતા જીવતા ન હોય તો તેનો ભાઇ હોય અગર હોત તો તે ભાઇને જે ભાગ મળત તેનો ચોથે ભાગ ભરણપોષણ તથા લગ્નખર્ચના બદલામાં લેવાનો હક્ક હોય છે મિલ્કતમાંથી ભાગ જુદો ન પાડી આપતાં તે ભાગની બજારભાવે જે કિંમત થાય તે રકમ આપવા કર્તાને કે બીજા સહભાગીઓને અધિકાર હોય છે. કુંવારી કન્યાને ઉપર પ્રમાણે ભાગ મળે તો પછી તેને ભરણપોષણ તથા લગ્ન ખર્ચ મળે નહી.

મજીઆરા કુટુંબની મિલ્કતની વહેંચણી ઉપરના ધોરણે થાય છે. **સ્રીઓ જો વહેંચણી વખતે વ્યભિચારી વર્તણુકવાળી હોય તો તેમને ભાગ મળતો નથી.**

પિતાએ જો પોતાના તથા પુત્રોના ભાગ વહેંચણી કરી જુદા

પાડયા હોય, અને તે વહેંચણી કરવામાં પિતાએ પક્ષપાત કર્યા વગર યોગ્ય વહેંચણી કરી હોય તો પુત્રોની સંમતિ હોય કે ન હોય તો પણ, તેવી વહેંચણી પિતા તથા પુત્રોને બંધનકારક ગણાય છે.

વહેંચણી વખતે કોઈ સહભાગી ગર્ભમાં હોય, અગર કોઇ સહભાગી પરાગંદા થયેલો હોઈ વહેંચણી પછી પાછો આવ્યેહોયા અને તે પોતાનો ભાગ માગે તો, મજીઆરી મિલ્કતમાંથી જેમને ભાગ મળ્યા હોય તેમણે પોતપોતાના ભાગના પ્રમાણમાં તે સહ-ભાગીનો હિસ્સો પૂરો કરી આપવો જોઇએ.

વહેંચણી થયા પછી ગર્ભ રહી જન્મેલા કોઇ સહભાગીને ફરી વહેંચણી કરાવવા હક્ક હોતો નથી. તેને માત્ર તેના પિતાના તથા તેનો પિતા જે સહભાગી સાથે જુદો થયો ન હાય, અથવા સંસૃષ્ટ થયો હોય તેના હિસ્સામાંજ માત્ર હકક મળે છે.

કોઇ સખસ જન્મથીજ અબુદ્ધ કે ભ્રાંતચિત્ત હોય, અગર કંટાળો ઉપજાવે એવા ચેપી અને અસાધ્ય રોગથી પીડાતો હોય તે વહેંચણી થયા પછી દોષ રહિત થાય તો, દોષ રહિત થતી વખતે બીજા સહભાગીઓના હાથમાં જે વહેંચાયેલી મિલ્કત હોય તેમાંથી પોતાનો યોગ્ય ભાગ માંગવાનો તેને હક્ક છે.

કોઈ સહભાગીની ગેરહાજરીમાં વહેંચણી કરવામાં આવી હોય, પણ જો તેવી વહેંચણી કરવામાં તે સહભાગીનું હિત સચવાય એવી યોય કાળજીથી તથા કાયદેસર રીતે કરવામાં આવી હતી એવું સાબિત કરવામાં આવે તો, વહેંચણી રદ થઇ શકતી નથી.

કોઇ સહભાગી સગીર હોય તે વખતે વહેંચણી કરેલી હોય અને વહેંચણી વ્યાજબી રીતે કરી હોય તથા સગીરના વતી કોઇ સખસ યોગ્ય પ્રતિનિધિ તરીકે શુદ્ધબુદ્ધિથી તથા સગીરનું હિત સચવાય તેવી રીતે વર્ત્યો હોય એવું સાબીત કરવામાં આવે તો પછી વહેંચણી રદ થઇ શકતી નથી.

કોઇ રાજ્યમાન કરાર કે હુકમનામું જે કારણોને લેઈ રદ થઇ શકે તે કારણો હોય તો વહેંચણી પણ રદ થઇ શકે છે.

વહેંચણી વખતે જે મજીઆરી મિલ્કત હોય તે મિલ્કતમાંથીજ સહભાગીઓને ભાગ મળે છે. જુદા જુદા સહભાગીઓ માટે થએલા ખર્ચનો વિચાર કરવામાં આવતો નથી.

કોઈ સહભાગીને મિલ્કતનો વાપર કરવામાં બાતલ કર્યો હોય તો, તે મિલ્કતનું જેટલું ઉત્પન્ન આવેલું હોય તે તેને પોતાના ભાગ ઉપરાંત પોતાના ભાગ પ્રમાણે મળી શકે છે.

કોઈ સહભાગીએ મિલ્કતની અફરતફર કે ઉચાપત કરી હોય, કે કોઈ મિલ્કતનો ભાગ ભારે ગેરવ્યાજબી રીતે લઇ લીધો હોય, કે કપટ કર્યું હોય, કે બેદરકારીભરેલું ઉડાઉપણું કે નિષ્કાળજીપણું કર્યું હોય તો, તે કારણથી મિલ્કતમાં ઘટાડો થયો હોય તો તેટલી રકમ તે સહભાગીથી પૂરી કરાવી લેવી જોઇએ.

મજીઆરી મિલ્કત સ્વાભાવિક સ્વરૂપને લીધે ભાગ પડી શકે તેવી ન હોય, જેવી કે ગોચરો, જવા આવવાના માર્ગો, કુવા, તળાવો, કુટુંબનું દેવાલય, વિગેરે, આવી મિલ્કત વહેંચી શકાતી નથી; પરંતુ તે મિલ્કતનો બધા સહભાગીઓ ઉપભોગ કરી શકે.

વંશપરંપરાના વતન કે વૃત્તિ જેવી મિલ્કતની વહેંચણી ભાગ પ્રમાણે ઉત્પન્ન આવે તે વહેંચી લેવાનું, કે વારા નક્કી કરી તે મુજબ ભોગવટો કરવાનું ઠરાવીને કરી શકાય છે.

જાત ઉપભોગની વસ્તુઓ, જેવી કે લુગડા, વાહન, ઘોડા, ઘરેણાં વિગેરે કોઇ સહભાગી આવી મિલ્કતનો ખાસ ઉપભોગ કરતો હોય તો તેવી મિલ્કત તેને પોતાના ભાગ પેટે રાખવાનો હક્ક હોય છે, માત્ર તે મિલ્કતની કિંમત તેને મળવાના ભાગ કરતાં વધારે કિંમતની ન હોવી જોઇએ. આવી મિલ્કતનો કોઇ સહભાગી ખાસ ઉપભોગ કરતો ન હોય, અગર કોઈ સહભાગી ખાસ ઉપભોગ

કરતો હોય પણ તેને મળવાના ભાગ કરતાં તે મિલ્કતની કિંમત વધારે હોય, અને તેના ભાગ થઇ શકે તેમ ન હોય, અગર તે મિલ્કત નાહની હોય કે જેથી તેના ભાગ પડે તેમ ન હોય તો, તેવી મિલકત વેચી દેઇ કિંમત વહેંચી લેવી જોઇએ.

વડિલોપાર્જીત દેવું હોય, અને જેની જવાબદારી મજીઆરા કુંટુંબ ઉપર પડતી હોય, અગર મજીઆરા કુંટુંબના લીધેનું દેવું હોય, અગર સમાશ્રિતોના ભરણપોષણ અગર સહભાગી કે સમાશ્રિતોના લગ્ન, સંસ્કારો કે જરૂરની ધર્મક્રિયાઓ માટેની **જવાબદારીઓ** પૂરી પાડવા માટે મજીઆરી મિલ્કતનો કોઇ ભાગ અગર તેનું ઉત્પન્ન જુદું કાઢવું જોઇએ, કે સહભાગીઓના ભાગના પ્રમાણમ તેવી જવાબદારીઓ વહેંચી લેવી જોઇએ.

**ટીપઃ**—આવી જવાબદારીઓ જે માણસ પ્રત્યે હોય તેની સંમતિ વગર ઉપર પ્રમાણે વ્યવસ્થા કરી હોય તે તેને બંધનકર્તા નથી.

કોઇ સહભાગીએ બીજા સહભાગીઓની સંમતિથી મજીઆરી મિલ્કતમાંની કોઇ મિલ્કત પોતાના આગવા કબજામાં રાખી હોય અને સુધારી હોય તો, તે મિલ્કત પોતાના ભાગ તરીકે રાખવા તેને હક્ક છે. પરંતુ જો તે સહભાગીએ સુધારો પોતાની આગવી મિલ્કતમાંથી કર્યો હોય, પણ સુધારો કર્યો હોય તે પહેલાંથીજ તે મિલ્કત તે સહભાગીને મળવાના ભાગ કરતાં વધારે કિંમતની હોય, અથવા સુધારો મજીઆરી મિલ્કતમાંથી કર્યો હોય, અને સુધારા વધારા સાથેની તે મિલ્કતની કિંમત તેને મળવાના ભાગ કરતાં મોટી હોય તો, તેણે તે વધારા બદલની કિંમત બીજા સહભાગીઓને આપવી પડે છે.

કોઈ સહભાગીએ બીજા સહભાગીઓની મરજી વિરૂધ કોઇ મિલ્કત કબજામાં રાખી હોય, અને પોતાની આગવી મિલ્કતથી સુધારી હોય તો, સુધારેલી મિલ્કતમાંથી તથા તે સહભાગીનો

કબજે હોય તે દરમ્યાન જે ઉત્પન્ન આવેલું હોય તે દરેક સહભાગીને તેના ભાગ પ્રમાણે મળવા હક્ક છે.

મજીઆરા કુંટુંબની મજીઆરી મિલ્કત પૈકી કોઇ **સ્થાવર મિલ્કત** કોઇ ત્રાહિત સખસ બથાવી પડયો હોય અને કોઈ સહભાગીએ બીજા સહભાગીઓની સંમતિથી, તથા મજીઆરી મિલ્કતની કે બીજા કોઈ પણ સહભાગીની **મદદ વગર** તે પાછી મેળવી હોય તો, જે મિલ્કત મેળવી હોય તે મિલ્કતનો **ચોથો ભાગ** તે પાછી મેળવનાર સહભાગીને જુદો કાઢી આપી બાકીનો ભાગ મજીઆરી મિલ્કતની માફક તે મિલ્કત પાછી મેળવનાર સહભાગી અને બાકીના સહભાગીઓ વચ્ચે વહેંચી લેવો જોઇએ. જો **જંગમ** મિલ્કત કોઇ ત્રાહિત માણસ બથાવી પડયો હોય અને કોઈ સહભાગી બીજા સહભાગીઓની સંમતિ વગર પાછી મેળવે તો પણ તેવી જંગમ મિલ્કતના પણ ઉપર પ્રમાણે ભાગ પડે છે.

વહેંચણી માટે દાવો કરવો હોય તો મજીઆરા કુંટુંબની તમામ મજીઆરી મિલ્કત દાવામાં બતાવવી જોઇએ. પણ જો કોઈ મિલ્કત, ન્યાયાધિશની હકૂમતમાં ન હોય, અગર કોઇ ત્રાહિત સખસના કબજામાં ગીરો કે બીજા હક્કથી હોય, અગર તે મિલ્કત એકલા તે મજીઆરા કુંટુંબની માલકીની ન હોય પણ તેમાં ત્રાહિત સખસોનો મજીઆરો કે પંત્યાળાનો હક્ક હોય, અગર જે ઉપરથી વાદી પોતાનો હક્ક છોડી દે અને બીજા સહભાગીઓ તેમાં વાંધો ન લેતા હોય, અગર દાવામાં તે દાખલ નહી કરવા વ્યાજબી કારણ હોય તો દાવામાં તે મિલ્કત દાખલ કરવાની જરૂર નથી.

કોઈ સહભાગી વહેંચણી માટે દાવો કરે ત્યારે, તેણે પોતાના કબજાની મજીઆરી મિલ્કત તથા તે મિલ્કતથી મેળવેલ બીજી મિલ્કત દાવામાં બતાવવી જોઇએ.

મજીઆરા કુટુંબના સહભાગીઓનું ભોજન, ધર્મક્રિયા અને અને રહેવાનું જુદુ હોય; અગર મજીઆરી મિલ્કતનો અગર તેના ભાગનો કબજો આગવોઆગવો હોય; અગર મુલકી ખાતામાં જુદા જુદા ભાગ ચઢાવી લીધા હોય; અગર જે તે સહભાગીએ જુદી લહેણુદેણુ કે મિલ્કતના આગવા વ્યવહાર કર્યા હોય; અગર સહભાગીઓએ **અરસપરસ** મિલ્કત બક્ષિસ આપી હોય, કે જામીન થયા હોય, કે વેપાર કર્યો હોય કે મજીઆરી મિલ્કતનો વ્યવહાર કર્યો હોય; આવી આવી વાતો વહેંચણી થઈ ગયાના પુરાવા તરીકે ગણાય છે; પરંતુ **વહેંચણી થઈ નથી** એવું સામો પક્ષ બીજો પુરાવો આપી સાબીત કરી શકે.

## દત્તક વિષે.

જેને સંતાન ન હોય, તથા જે અબુદ્ધ અગર ભ્રાતચિત્ત ન હોય એવો કોઇપણ સમજણી ઉંમરનો સખસ એકી વખતે ફકત એકજ દત્તક પુત્ર લઇ શકે છે. ( દત્તક લેતી વખતે જો દત્તક લેનારની પત્ની અથવા તેના સંતાનની વિધવા ગર્ભવતી હોય અગર દત્તક લેનારનું સંતાન જન્મથીજ અબુદ્ધ કે ભ્રાંતચિત્ત હોય અથવા કંટાળો ઉપજાવે એવા ચેપી અને અસાધ્ય રોગથી પીડાતું હોય, અથવા સંન્યાસી હોય તો, તેને તે વખતે સંતાન છે એમ સમજવું નહી. )

સંન્યાસી શિવાયનો કોઈપણ પુરૂષ પછી તે કુંવારો, વિધુર કે કંટાળો ઉપજાવે એવા ચેપી અને અસાધ્ય રોગથી પીડાતો હોય તો પણ તેને દત્તક પુત્ર લેવાનો અધિકાર છે.

સ્ત્રીને પોતાના પતિના માટેજ દત્તક પુત્ર લેવા હક્ક છે: પોતાના માટે દત્તક લેવા હક્ક નથી.

ટીપ:—નાયકા જ્ઞાતિમાં કુંવારી છોકરીને દત્તક લેઈ શકાય છે, પણ તેમાં કંઇ અનીતિની શરત ન હોવી જોઇએ.

સધવા સ્ત્રી પોતાના ધણીની સંમતિથી દત્તક લેઈ શકે પણ જો તેનો ધણી સંન્યાસી, કે કાયમનો અશુદ્ધ કે ભ્રાંતચિત્ત હોય તો સંમતિની જરૂર નથી.

વિધવા સ્ત્રીને તેના ધણીએ નોંધેલા દસ્તાવેજથી દત્તક લેવાની ખાસ મનાઇ ન કરેલી હોય તો, વિધવા સ્ત્રી તેના પતિના માટે દત્તક લેઇ શકે છે. તેનો પતિ મજીઆરા કુંટુંબમાં મરણ પામેલો હોય તો પણ દત્તક લેવા વાંધો નથી.

વિધવાને તેના પતિની આજ્ઞા થઈ હોય કે સંમતિ હોય તો પણ વિધવાની મરજી હોય તોજ અને તેની મરજીમાં આવે ત્યારે તે દત્તક લેઇ શકે છે.

અમુક પુત્રનેજ દત્તક લેવો એવી શરતે વિધવાના પતિએ સંમતિ આપી હોય તો, વિધવાએ તેના પતિનો ઉદ્દેશ બરબાદ ન થાય તેવી રીતે દત્તક લેવો જોઈએ.

મૈયત પતિની પાછળ વધારે વિધવાઓ હોય તો, જે વિધવા પ્રથમ પરણેલી હોય તેને દત્તક લેવાનો અધિકાર છે. જો આવી વિધવા બીજી વિધવાને દત્તક લેવા સંમતિ આપે તો બીજી વિધવા દત્તક લેઈ શકે છે. પતિએ પોતાની પાછળ અમુક સ્ત્રીએજ દત્તક લેવો એવો અધિકાર આપ્યો હોય તો માત્ર તે સ્ત્રીજ દત્તક લેઈ શકે. પ્રથમ પરણેલી વિધવા જો કાયમની અશુદ્ધ કે ભ્રાંતચિત્ત હોય તો તેના પછીની પરણેલી વિધવાને દત્તક લેવાનો અધિકાર છે.

કોઇ સખસની મિલ્કત તેના મરણ પછી તેની વિધવાને,

કે તેની માતા શિવાયના બીજા વારસને વારસાઇના હક્કથી મળે તો પછી તેની માતાને દત્તક લેવાનો અધિકાર કાયમને માટે બંધ થાય છે.

પતિની મિલ્કત ઉપર વિધવા અગર સહવિધવાં શિવાય બીજા કોઇ સખસનો હક્ક ઉત્પન્ન થયો હોય તો, જે સખસનો હક્ક ઉત્પન્ન થયો તે સખસની સ્પષ્ટ સંમતિ વગર વિધવાને તેવા સખસના હકકને બાધ આવે તેવી રીતે દત્તક લેવા અધિકાર નથી. દત્તક લેતાં પહેલાં અગર દત્તક લેતી વખતે સંમતિ લેવી જોઇએ. સંમતિ લીધા વગર દત્તક લેવામાં આવે અને દત્તક પાછળથી કબુલ રાખવામાં આવે તો પણ તે દત્તક કાયદેસર ગણાય નહી વિધવા સગીર હોય એટલાજ કારણથી તેને આવી રીતે દત્તક લેવા વાંધો નથી.

જનક (સગા) પિતાને પોતાના પુત્રને દત્તક આપવાનો અધિકાર છે.

જો પુત્રનો સગો બાપ હયાત હોય તો તેની સંમતિ હોય તો, અગર તે સંન્યાસી, કે અબુદ્ધ કે ભ્રાંતચિત્ત હોવાથી સંમતિ આપવા નાલાયક હોય તો; અગર તે મૈયત હોય કે મૈયત થયાનું કાયદા પ્રમાણે અનુમાન થતું હોય તો સગી માતા દત્તક આપી શકે છે. પરંતુ જો સગા બાપે મૈયત થતાં પહેલાં અથવા સંમતિ આપવા નાલાયક થતાં પહેલાં દત્તક આપવા મના કરી હોય તો પછી સગી માતાને દત્તક આપવા અધિકાર નથી.

સગા બાપ કે માતાએ ધર્મ બદલ્યો હોય તો પણ દત્તક આપવાનો તેમને અધિકાર રહે છે.

દત્તક આપવાનો અધિકાર બીજાને સોંપી શકાતો નથી, પણ જેને દત્તક આપવાનો અધિરાર હોય તે સખસ દત્તક આપવાના વિધિ કરવાનો અધિકાર બીજા કોઇને સોંપે તેમાં હરકત નથી.

દત્તક આપવાના અધિકાર ઉપર પ્રમાણે છે, પણ **સમજણી ઉંમરના સખસને તેની મરજી વિરૂદ્ધ દત્તક આપવા કોઇને પણ અધિકાર નથી.**

પુત્ર તરીકે કરવાની ધર્મક્રિયા માટે, કે વારસાઇ હક્ક ધારણ કરવા માટે જે પુરૂષ નાલાયક હોય, અગર એકવાર દતક લેવાયેલો હોય, કે માતા પિતા વિનાનો હોય તે પુરૂષ દત્તક પુત્ર થવાને નાલાયક છે. એકજ પુરૂષ એકી વખતે બે સખસોનો દત્તક પુત્ર થઇ શકે નહી.

દત્તક થનાર પુત્ર બીજી રીતે લાયક હોય તો, તે ગમે તે ઉમ્મરનો હોય, પરણેલો હોય, છોકરાંવાળો હોય, કે તેના સગા બાપનો મોટો પુત્ર હોય, કે એકનો એક પુત્ર હોય તો પણ દત્તક થવા નાલાયક નથી.

દત્તક પુત્ર લેવામાં પુત્રનું પ્રત્યક્ષ દાન, તથા પ્રત્યક્ષ સ્વીકાર અને દત્તવિધાન બાબત નોંધેલો દસ્તાવેજ કરવોજ જોઇએ. તે દસ્તાવેજમાં દત્તક લેનાર અને આપનારની સહી અને બે સાક્ષીઓ કરાવવી જોઇએ.

એક વાર દત્તવિધાન પૂર્ણ અને કાયદેસર થાય એટલે તે પછી તે રદ કરી શકાતું નથી, તેમજ તેનો અમલ મુલતવી રાખી શકાતો નથી.

દત્તક પુત્ર લીધા પછી દત્તક પિતાને પુત્ર થાય તો તેવા પુત્રને જે ભાગ મળે તેનો ચોથો ભાગ દત્તક પુત્રને મળે છે.

કોઇ સખસને ફકત એકજ પુત્ર હોય તો તેના ઉપરનો પોતાનો પુત્ર તરીકેનો હક્ક કાયમ રાખ્યા બદલ દત્તવિધાનના લેખમાં ખાસ કરાર કરી તેવા પુત્રને તેનો સગો બાપ કોઇ પણ સખસને અને તેની સગી માતા તેના સગા કાકા કે સગા કાકાની વિધવાને

દત્તક આપી શકે છે. આવા દત્તક પુત્રને 'દ્વયામુષ્યાયણ' કહે છે. આવી રીતે થયેલા દત્તક પુત્રને તેના જનક તેમજ દત્તક કુંટુંબમાં સર્વ હક તથા જવાબદારીઓ હોય છે.

દ્વયામુષ્યાયણ દત્તક થયા પછી જો તેના સગા બાપને સંતાન થાય તો તેવા સંતાનને જેટલી મિલ્કત મળે તેનાથી અડધી મિલ્કત દ્વયામુષ્યાયણ દત્તકને મળે છે. જો દત્તક પિતાને સંતાન થાય તો, દત્તક પુત્રને જેટલો ભાગ મળી શકે તેનો અડધો ભાગ દ્વયામુષ્યાયણને મળે છે. સગા બાપ અને દત્તક બાપ બન્નેને જો સંતાન થાય તો દ્વયામુષ્યાયણ દત્તકને ફકત દત્તક પિતાના કુંટુંબમાં દત્તકપુત્ર જેટલો હક્ક મળે છે.

દત્તક નહી લેવા કે લેવાનું તહકુબ રાખવા બાબતનો કરાર નિરર્થક છે.

## લગ્ન વિષે.

પરણનાર છોકરી સગીર હોય તો તેને પરણાવવાનો હકક પિતાનો, તેના અભાવે પિતાના પિતાનો, તેના અભાવે સજ્ઞાન સગા ભાઇનો, તેના અભાવે સગી માતાનો, તેના અભાવે પિતાના કુંટુંબના છેક નજીકના પિત્રાઇનો, તેના અભાવે માતાના બાપનો, તેના અભાવે મામાનો, તેના અભાવે માતાના બાપનો કુંટુંબનો છેક નજીકનો પિત્રાઇ અને તેના અભાવે ન્યાયાધિશીને છે. ઉપર જણાવેલા હક્કવાળા સખસે લગ્ન ન કરાવ્યું હોય તો પણ લગ્ન થઇ ચૂકયું હોય તો પછી તે લગ્ન નિરર્થક થતું નથી.

વિવાહહોમ અને સપ્તપદી આ બે વિધિ લગ્નમાં કરવીજ જોઇએ.

જો પતિ પાસે બીજું કંઈ સાધન ન હોય અને પોતાનું તથા પોતાના કુંટુંબનું ભરણપોષણ, જરૂરી ધર્મક્રિયા કે વ્યાધિ

નિવારણ માટે, અગર પૈસા આપવાની અશક્તિના લીધે કેદમાંથી છૂટવા માટે, અગર એવાજ બીજા જરૂરીયાત કારણ માટે તે તેની પત્નીના સ્ત્રીધનનો ઉપયોગ કરી શકે છે.

આ કારણોસર ઉપયોગમાં લીધેલું અગર પત્નીએ ખુશીથી આપેલું સ્ત્રીધન જો પતિ, પત્નીની કસૂર શિવાય તેનો ત્યાગ કરે નહી. કે અશ્રદ્ધા બતાવે નહી, કે તેનું ભરણપોષણ કરવા ના પાડે નહી તો, તેવું સ્ત્રીધન પાછું આપવા પતિ બંધાયેલો નથી.

પતિવ્રતા પત્નીને તેના પતિની આર્થિક સ્થિતી મુજબ ભરણ-પોષણ મળવા હક્ક છે. વ્યભિચારિણી પત્ની જો તેવી વર્તણૂંક છોડી દે તો પ્રાણરક્ષણ જેટલું ભરણપોષણ મેળવવા તેને હક્ક છે.

યોગ્ય કારણ વગર પતિની રજા શિવાય પત્ની જુદી રહે તો ભરણપોષણ મેળવવા તેને હક્ક નથી.

પતિથી જુદી રહેવા વ્યાજબી કારણ હોય, અગર વ્યાજબી કારણ શિવાય પતિ પત્નીનો ત્યાગ કરે તો, પત્નીને પતિની ઉપજમાંથી (⅓) ત્રીજા ભાગ સુધી ભરણપોષણ મળી શકે છે

જો પતિએ પોતાની પત્ની નિરાશ્રિત થાય એવી રીતે પોતાની મિલ્કત બક્ષિસથી કે વીલથી આપી દીધી હોય તો પણ પત્નીના **ભરણપોષણની જવાબદારી તે મિલ્કત ઉપર રહે છે.**

લગ્ન કરાવનાર પુરોહિત (ગોર) લગ્ન કરાવતી વખતે વધૂ કે વર પાસે જે જરૂરના મંત્રોનો ઉચ્ચાર કરાવે તે, તેમજ વિવાહહોમ, તથા સપ્તસદી વખતે જે જરૂરના મંત્રો ભણે તેનો અર્થ વધૂ તથા વરને તેઓ જે ભાષા સમજતા હોય અગર જે ભાષા તેમની જ્ઞાતિમાં ચાલતી હોય તે ભાષામાં સમજાવવો જોઇએ. **આ પ્રમાણે કરવામાં પુરોહિત (ગોર) કસુર કરે તો રૂા. ૫૦) સુધી તેને દંડ થાય છે.** આવી ફરિયાદ વધૂ, વર, તેમના

સંબંધી પૈકી કોઇ પણ સખસ, કે સરકારે જે અમલદારની નિમણૂક કરી હોય તે કરી શકે છે. આવા ગુન્હા માંડીવાળી શકાતા નથી ટુંકાણમાં રાજીનામું થઇ શકતું નથી.

## પુનર્લગ્ન વિષે.

'પુનર્લગ્ન' એટલે હિંદુ વિધવા સાથે હિંદુ પુરૂષનું લગ્ન.

સોળ વર્ષ પુરાં થયાં હોય, અગર પતિસંભોગ થયો હોય તેવી વિધવા કોઈની પણ સંમતિ લીધા વગર પુનર્લગ્ન કરી શકે છે.

સોળ વર્ષ પુરાં થયાં ન હોય, અગર પતિસંભોગ થયો ન હોય તેવી વિધવાએ કે તેવી વિધવા સાથે પુનર્લગ્ન કરવું હોય તો પિતા, તેના અભાવે પિતામહ, તેના અભાવે સગી માતા, તેના અભાવે એકવીસ વર્ષ પુરાં થયાં હોય તેવો મોટો સગો ભાઇ, તેના અભાવે તે વિધવા જે એકવીસ વર્ષથી વધારે ઉમ્મરના સગા સાથે રહેતી હોય તે, અને તેના પણ અભાવે સરકારથી વખતોવખત જેને અધિકાર આપવામાં આવે તે સખસની સંમતિ મેળવવી જોઇએ.

આવી રીતે સંમતિ મેળવ્યા વગર પુનર્લગ્ન થાય તો પતિસંભોગ થયો ન હોયતો પ્રાંત ન્યાયાધિશી તરફ, જેની સંમતિ પુનર્લગ્ન કરવા લેવી જોઇએ એમ ઉપર બતાવ્યું છે તેવો સખસ પુનર્લગ્ન રદ કરાવી લેવા ફરિયાદ કરી શકે છે, આવી ફરિયાદ પુનર્લગ્ન થયાની તારીખથી છ માસની અંદર કરવી જોઇએ. આવી રીતે ફરિયાદનો નિકાલ થતાં પહેલાં જે વિધવાનું પુનર્લગ્ન રદ કરવા માગણી હોય તે વિધવાને સોળ વર્ષ પુરાં થઈ જાય તો પછી તેવી વિધવાની સંમતિ વગર ફરિયાદનું કામ આગળ ચાલે નહી. પ્રાંત ન્યાયાધિશી ઠરાવ કરી વરિષ્ટ ન્યાયાધિશીની મંજુરી માટે કામ મોકલે છે અને વરિષ્ટ ન્યાયાધિશી હુકમ કરે તે પ્રમાણે કામનો નિકાલ થાય છે.

ઉપર મુજબ સંમતિ મેળવ્યા વગર પુનર્લગ્ન કરનાર, તથા તેમાં જાણીજોઇને મદદ કરનારને એક વર્ષ સુધીની ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા બંને શિક્ષા થાય છે. વધારામાં ફોજદારી નિબંધ મુજબ ગુન્હો થતો હોય તો તે નિબંધ મુજબ પણ શિક્ષા થવાને આથી વાંધો આવતો નથી. આવી ફરિયાદ હકૂમતવાલા પહેલા વર્ગની ફોજદારી ન્યાયાધિશીમાં ચાલે છે અને જે સખસ પુનર્લગ્ન કરાવી શકે તેણેજ પુનર્લગ્ન થયાથી ચાર માસમાંજ ફરિયાદ કરવી જોઇએ. બીજાથી ફરિયાદ કરી શકાતી નથી. આવી ફરિયાદ માંડીવાળી શકાતી નથી.

જે સખસ પુનર્લગ્ન કરાવી શકે તેની સંમતિ લઇનેજ પુનર્લગ્ન થયેલું છે એમ કાયદો માને છે; સંમતિ મેળવવામાં આવેલી નહોતી એમ ફરિયાદીએ સાબીત કરવું પડે છે.

---

# બાળલગ્ન પ્રતિબંધક નિબંધ વિષે

બાળલગ્ન નિબંધ મુજબ 'અજ્ઞાન' એટલે છોકરી હોય તો જેની ઉમ્મરનાં ચૌદ વર્ષ પૂરાં ન થયાં હોય એવી; અથવા છોકરો હોય તો અઢાર વર્ષ પૂરાં ન થયાં હોય એવો.

'બાળલગ્ન' એટલે અજ્ઞાન વધૂનું, અથવા અજ્ઞાન વરનું અથવા વધૂવરનું લગ્ન.

કોઈ માણસને પોતાની અજ્ઞાન કન્યા, અથવા પુત્રનું અથવા જે અજ્ઞાન છોકરી અથવા છોકરાનો પાલક હોય તે છોકરી અથવા છોકરાનું લગ્ન કરવું હોય, તો તેણે જે તાલુકામાં તે રહેતો હોય અથવા સદર લગ્ન જે તાલુકામાં કરવાનો તેનો વિચાર હોય, તે તાલુકાના ન્યાયાધિશી તરફ એવું લગ્ન કરવાની પરવાનગી મળવા અરજી ત્રણ રૂપીઆના ન્યાયધિશીની લાગતના કાગળ ઉપર કરવી જોઇએ.

ખુલાસોઃ—વધૂ અગર વર બંને અજ્ઞાન હોય તેવે પ્રસંગે બંન્ને પક્ષકારો ભેગી અરજી કરે તો હરકત નથી.

અરજીમાં નીચે પ્રમાણે હકીકત લખવી જોઇએઃ—

(૧) મુકરર કરેલાં વધૂ વરોનાં નામ, ઉમ્મર તથા જ્ઞાતી;

(૨) વધૂવરોનાં બાપનાં નામ, અગર બાપ ન હોય તો બીજાં પાલકોનાં નામ;

(૩) લગ્નની મિતિ, તથા સ્થળ; અને

(૪) મુકરર કર્યા પ્રમાણે લગ્ન ન થાયતો આવનારી અડચણોની ખુલાસાવાર હકીકત.

આવી રીતે અરજી ન્યાયાધિશીમાં આપેથી પંદર દિવસની અંદરની એક તારીખ ન્યાયાધિશી નીમશે, અને અરજદારની જ્ઞાતીના

ત્રણ સદ્ગ્રહસ્થોને એસેસર નીમશે અને ન્યાયાધિશી તેઓને મુદતના દિવસે બોલાવવા તજવીજ કરશે.

મુદતના દિવસે હાજર હશે તે એસોસરોની મદદથી ન્યાયાધિશી કામ ચલાવશે, અને અરજદારનો પુરાવો લેઇ કામનો નિકાલ તેજ દિવસે કરશે.

ન્યાયાધિશ તથા હાજર હોય તે સર્વ એસેસરો અગર તેમાંના બે એસેસરોની એવી ખાત્રી થાય કે સદર લગ્ન મુકરર કરેલી મિતિએ થશે નહી તોઃ—

તે બન્ને વધૂ વરોનું, અગર તેમાંના કોઈ એકનું, સજ્ઞાન થયે એક વર્ષની અંદર અગર સમુળગું લગ્ન થવાનો સંભવ નથી, અથવા પરણાવનાર માબાપ કે વાલી વયોવૃદ્ધતાથી, અથવા રોગગ્રસ્ત હોવાથી જે છોકરીને તે પરણાવનાર હોય તેની અજ્ઞાન સ્થિતિ પૂરી થતાં સુધી તે જીવતો રહેવાનો સંભવ ન હોય, અને તે છોકરીનો તેના વગર બીજો લાયક ઇસમ પાલન કરવા સરખો ન હોય, અથવા એવાજ પ્રકારની બીજી જરૂરીયાત અડચણો થશે એમ લાગે તો ન્યાયાધિશી તરફથી લગ્ન કરવાની લેખી પરવાનગી મળશે. **પરવાનગી મળે તો દંડ થતો નથી.**

આ પ્રમાણેની ચોકસીમાં વર અગર વધૂને શારીરિક તપાસ માટે, અને વધૂને બીજી કોઈપણ તપાસના માટે હાજર રાખવા હુકમ થતો નથી.

ન્યાયાધિશ તથા હાજર હોય તે એસેસરોમાંના બધાનો અગર બેનો મતભેદ થાય તો કામ પ્રાંત ન્યાયાધિશ તરફ પોતાના અભિપ્રાય સાથે ન્યાયાધિશ મોકલે છે. આવી રીતે કામ પ્રાંત ન્યાયાધિશીમાં જાય એટલે **આઠ દિવસની અંદર** તેઓ જે તે નિકાલ કરે છે. પરવાનગી આપવા તેમનો અભિપ્રાય થાય તો પોતાની સહી શિક્કાવાળી લેખી પરવાનગી આપે છે.

જે બાળલગ્નને પરવાનગી મળેલી નથી તેવું બાળલગ્ન કરશે, અગર એવા બાળલગ્નને જાણીબુજીને મદદગારી કરશે તે દરેકને એક માસ સુધીની આસન કેદ અથવા રૂપિયા એક હજાર સુધીનો દંડ અથવા બન્ને થાય છે.

જો વર પોતેજ થઇને લગ્ન કરનાર ન હોય તો તે, તથા વધૂ આ શિક્ષાને પાત્ર થતાં નથી.

પરવાનગી મેળવ્યા વગર તા. ૧-૮-૨૯ ના રોજ અગર તે પછી બાળલગ્ન થાય અને જો વધૂની કે વરની ઉમ્મરના આઠ વર્ષ પુરાં થયેલાં ન હોય તો તેનું લગ્ન નિરર્થક ગણાય છે. આ શિવાયનાં લગ્ન માટે શિક્ષા ઠરાવી છે તોપણ તેટલાજ કારણથી તે લગ્ન નિરર્થક ગણાતાં નથી.

---

# પારસી લગ્ન તથા લગ્નવિચ્છેદ નિબંધ વિષે.

'અંધેઆરૂ' એટલે પારસીઓના ધર્મગુરૂ, દસ્તુરો અને મોબેદ.

તા. ૪ માહે જુલાઇ સને ૧૯૩૫ ના રોજ આ નિબંધ અમલમાં આવ્યો છે.

આ નિબંધ અમલમાં આવ્યા પછી જે લગ્ન થાય તે લગ્ન કરાવનાર અંધેઆરૂએ લગ્ન થયા પછી દાખલો તૈયાર કરવો જોઇએ. આવા દાખલામાં અંધેઆરૂએ તથા લગ્ન કરનારાં જો ૨૧ વર્ષ ઉપરાંતનાં હોય તો તેમણે અને જો તેઓ ૨૧ વર્ષ અંદરનાં હોય તો તેના પિતા અગર વાલીએ તથા લગ્ન વખતે હાજર હોય તેવા બે સાક્ષીઓનાં સહીઓ કરાવવી જોઇએ. આવો દાખલો નોંધવા માટે બે રૂપિયા વર પાસેથી લેવા. લગ્ન કરાવનાર અંધેઆ-રૂએ દાખલો તથા લાગત જે ઠેકાણે લગ્ન થયું હોય તે ઠેકાણાના નોંધનાર અમલદાર તરફ મોકલવાં. ઉપર પ્રમાણે અંધેઆરૂની ફરજ છે, જો તે પ્રમાણે કરવાનું જાણીજોઇને અંધેઆરૂ ચૂકશે તો તેને ત્રણ માસ સુધીની આસાન કેદની અગર સો રૂપિયા સુધી દંડ અગર બંન્ને શિક્ષા થાય છે.

અંધેઆરૂએ તૈયાર કરેલા દાખલા ઉપર સહી અગર સાક્ષી કરવાની જે સખસો ઉપર ફરજ રાખવામાં આવી છે તે સખસો સહી કરવા ના પાડે કે હયગય કરે તો તેને સો રૂપિયા સુધી દંડ થાય છે.

નોંધનાર અમલદાર અંધેઆરૂ તરફથી આવેલ દાખલો નોંધ-વહીમાં નોંધશે. આવી નોંધવહી કચેરીના વખતમાં ગમે તેને જોવા છૂટ છે. નોંધની ખરી નકલ બે રૂપિયા આપવાથી ગમે તેને મળી શકે છે.

કોઇ પતિએ પોતાની પત્નીનો ત્યાગ કર્યો હોય, કે વ્યાજબી કારણ વગર તેની સાથે સંભોગ બંધ કર્યો હોય (Ceased to cohabit with her without lawful cause) તો પત્ની પોતાના લગ્નના હકક અમલમાં લાવવા ફરિયાદ કરી શકે છે. પતી પણ આવાંજ કારણોસર પત્ની વિરૂદ્ધ ફરિયાદ કરી શકે છે.

લગ્નવિચ્છેદ મેળવ્યા વગર કોઇ, પતિની અગર પત્નીની હયાતીમાં લગ્ન કરે તો ફોજદારી નિબંધની કલમ ૪૯૧ અગર ૪૯૨ મુજબ શિક્ષા થાય છે. આવા લગ્નની વિધિ કરનાર અંધેઆરૂ જાણી જોઇને કરે તો તેને છ માસની આસાન કેદની અગર બસો રૂપિયા સુધી દંડની અગર બંન્ને શિક્ષા થાય છે.

ફોજદારી નિબંધ કલમ ૪૯૧ માં વર અથવા વહુની હયાતીમાં ફરીથી લગ્ન કરનારને સાત વર્ષની કેદની અને દંડની શિક્ષા ઠરાવી છે અને ફોજદારી નિબંધની કલમ ૪૯૨ માં જે સખસની સાથે પછીથી લગ્ન થાય તેનાથી આગલા લગ્નની વાત છુપાવીને વર અથવા વહુની હયાતીમાં ફરીથી લગ્ન કરનારને દસ વર્ષની કેદની અને દંડની શિક્ષા ઠરાવેલી છે.

કોઈ પતિ કે પત્ની લાગલાગટ સાત વર્ષ સુધી ગેરહાજર હોય, તથા તેની હયાતી વિષે જેમને સ્વભાવિક રીતે ખબર મળવી જોઇએ તેમને સાત વર્ષ સુધી કાંઇ ખબર ન મળી હોય તો ગેરહાજર પત્નીનો પતિ કે પતિની પત્ની લગ્નવિચ્છેદ (Divorce) માટે ફરિયાદ માંડી શકે છે.

કોઈ પણ પત્ની, જો તેના ધણીએ લગ્ન થયા પછી બીજી પરણેલી સ્ત્રી સાથે કે વેશ્યા ન હોય એવી વગર પરણેલી સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો છે, અગર વ્યભિચાર કરવાની સાથે બીજું લગ્ન કર્યું છે, અગર વ્યભિચાર કર્યા ઉપરાંત પોતાની સાથે ઘાતકીપણાનું વર્તન કર્યું છે, કે બે કે વધારે વર્ષથી જાણીબૂજીને પોતાને ત્યજી

દીધી છે, કે બળાત્કાર સંભોગ કે સૃષ્ટીક્રમ વિરૂદ્ધ મૈથુનનો ગુન્હો કર્યો છે એ કારણથી પણ લગ્નવિચ્છેદ માટે ફરિયાદ કરી શકે છે.

પત્નીએ લગ્ન થયા પછી વ્યભિચાર કર્યો છે એ કારણ હોય તો પતિ લગ્નવિચ્છેદ માટે ફરિયાદ કરી શકે છે.

વ્યભિચારના કારણે લગ્નવિચ્છેદ મેળવવા ફરિયાદ હોય તો જેની સાથે વ્યભિચાર કર્યો હોય તેને સહપ્રતિવાદીમાં દાખલ કરવો જોઇએ, પણ જો ન્યાયાધિશ દાખલ ન કરવા હુકમ કરે તો દાખલ કરવાની જરૂર નથી.

ફરિયાદની હકીકત ખરી હોય, તે હકીકત સંબંધી વાદીએ આંખ આડાકાન કરેલા ન હોય કે દરગુજર કરેલ ન હોય, પતિ પત્નીએ સંપ કરીને ફરિયાદ ન કરી હોય, ફરિયાદ કરવામાં ખાસ ઢીલ ન કરી હોય તથા દાદ નહી આપવા બીજું કાયદેસર કારણ ન હોય તો ન્યાયાધિશ લગ્નવિચ્છેદનું હુકમનામું કરી આપે છે.

લગ્નવિચ્છેદના હુકમનામા ઉપર વિવાદ ન થાય, અગર વિવાદ નામંજુર થાય તો બીજું લગ્ન કરી શકાય છે.

પતિ કે પત્ની લગ્ન વખતે ભ્રાંતચિત્ત (Lunatic) કે હંમેશને માટે અશુદ્ધ (Habitually unsound mind) હોઈ, તેનું ભ્રાંતચિત્તપણું કે અશુદ્ધપણું લગ્ન પછી પણ કાયમ હોય તો લગ્ન **નિરર્થક ઠરાવવા ફરિયાદ કરી શકે છે.** (May bring a suit for nullity of marraige) લગ્ન વખતે જો આ હકીકત જાણવામાં હોય તો પછી ફરિયાદ કરી શકાય નહી.

**શારિરીક નૈસર્ગિક કારણોને લીધે** (On account of natural causes) પતિપત્નીથી **વૈવાહિક વ્યવહાર** (Consummation of Marraige) **થઈ શકે એમ ન હોય**

તો લગ્ન નિરર્થક ઠરાવવા ફરિયાદ કરી શકાય છે.

પતિ પત્ની સાથે એવું નિર્દયપણું (Cruelty) ગુજારતો હોય, કે તેણીને એવી રીતે માર મારતો હોય કે જેથી તેની સાથે રહેવા ફરજ પાડવી વ્યાજબી ન હોય, અગર પતિની વર્તણુક ઉપરથી તે પત્નીની જાન જોખમમાં આવવાની કે તેણીના શરીરને મોટી ઇજા પહોંચવાની બીક રાખવાને વ્યાજબી કારણ હોય, અગર જે ઘરમાં પત્ની રહેતી હોય તે ઘરમાં પતિ જાહેર રીતે કોઇ **વેશ્યાને** (Prostitute) લાવતો હોય કે રહેવા દેતો હોય ત્યારે પત્ની **ન્યાયવિઘટન** (Judicial seperation) માટે ફરિયાદ કરી શકે છે.

લગ્નવિચ્છેદ કે ન્યાયવિઘટન માટે ફરિયાદ કરવામાં આવી હોય તો જો પત્ની પાસે અન્નવસ્ત્ર માટે તથા ફરિયાદના ખર્ચ માટે પૂરતી સ્વતંત્ર આવક ન હોય તો પત્નીની અરજી ઉપરથી ન્યાયાધિશી વ્યાજબી રકમ પતિ પાસેથી અપાવે છે. પતિની **વાર્ષિક ચોખ્ખી આવક** (Net income) જે હોય તેના પાંચમા ભાગ કરતાં વધારે રકમ અપાવાતી નથી.

અન્નવસ્ત્રની રકમ દર માસે કે અઠવાડીયે કેટલી આપવી તે પણ ન્યાયાધિશી ઠરાવી આપે છે.

લગ્નવિચ્છેદ કે ન્યાયવિઘટનનું હુકમનામું કરતી વખતે ન્યાયાધિશીને વ્યાજબી લાગે તો પત્નીને અન્નવસ્ત્ર તરીકે અમુક ઉચક રકમ કે પત્નીની હયાતી સુધી દર માસે કે અમુક મુદતે મુદતે કાંઈ રકમ પતિ આપે તેવો હુકમ કરવા અધિકાર છે. પત્નીની કોઇ મિલકત હોય તો તેના ઉપર, પતિની શકિત ઉપર, તથા બંન્ને પક્ષકારોના વર્તન ઉપર ધ્યાન રાખી આવી રકમ ઠરાવવામાં આવે છે. આવી રકમ પતિ પત્નીને આપે તે માટે દસ્તાવેજ લખાવી લેવા તથા તેવો દસ્તાવેજ લખી આપે નહી ત્યાં સુધી હુકમનામું

કહી સંભળાવવાનું મોકુફ રાખવા ન્યાયાધિશીને અધિકાર હોય છે. ન્યાયાધિશીએ આવી રકમ બાબત હુકમ કર્યો હોય અને પતિ તે મુજબ ચાલે નહી તો તે હુકમ જાણે હુકમનામું હોય તે પ્રમાણે તેના ઉપર બજાવી શકાય છે, અને જેટલા વખત સુધી પતિએ તે હુકમ માન્ય રાખ્યો ન હોય તેટલા વખત સુધીમાં કોઈ સખસે પત્નીને જરૂરી ચિજો પૂરી પાડી હોય તો તે ચિજોની કિંમત માટે પતિ ઉપર ફરિયાદ કરી શકે છે.

લગ્નવિચ્છેદ, ન્યાયવિઘટન કે લગ્ન નિરર્થક ઠરાવવા માટેની ફરિયાદના કામમાં તે પતિપત્નીનાં સોળ વર્ષની અંદરનાં છોકરાં હોય તો તેમની સંભાળ, ભરણપોષણ, તથા કેળવણી સંબંધી દરમ્યાન હુકમ કરવા તથા આખરના હુકમનામામાં બંદોબસ્ત કરવા ન્યાયાધિશીને અધિકાર છે.

પત્નીએ વ્યભિચાર કર્યો છે એમ ઠરાવી લગ્નવિચ્છેદ કે ન્યાયવિઘટનનું હુકમનામું કરવામાં આવે તો **પત્નીનો કોઈ મિલ્કત ઉપર વિદ્યમાન કે ભવિષ્યનો કોઈ પણ હકક છે** (The wife is entitled to any property either in possession or reversion) એવું બતાવવામાં આવે તો તે પત્ની સાથેનાં લગ્નથી જન્મેલા છોકરાંઓના ફાયદાના માટે પત્નીની તેવી બધી અગર થોડી મિલ્કતની વ્યવસ્થા કરવા હુકમ કરવા ન્યાયાધિશીને અધિકાર છે.

**પારસીઓની વૈવાહિક બાબતોની ફરિયાદો** (Parsi matrimonial suits) વડોદરા તથા નવસારી પ્રાંત ન્યાયાધિશીમાં ચાલશે. વડોદરા પ્રાંત ન્યાયાધિશીમાં વડોદરા, મહેસાણા અને અમરેલી પ્રાંતના પારસીઓની તથા નવસારી પ્રાંત ન્યાયાધિશીમાં નવસારી પ્રાંતના પારસીઓની આવી ફરિયાદો દાખલ કરવી જોઈએ.

ફરિયાદ કરતી વખતે જે પ્રાંત ન્યાયાધિશીની હકૂમતમાં પ્રતિવાદી રહેતો હોય તે પ્રાંત ન્યાયાધિશીમાં ફરિયાદ દાખલ કરવી જોઇએ; પણ તે વખતે જો પ્રતિવાદી આ રાજ્યની બહાર ચાલ્યો ગયો હોય તો વાદી તથા પ્રતિવાદી છેલ્લા જે ઠેકાણે રહ્યા હોય તે ઠેકાણાની પ્રાંત ન્યાયાધિશીમાં ફરિયાદ દાખલ કરી શકાય છે.

આવી ફરિયાદ પાંચ પ્રતિનિધિઓ રૂબરૂ પ્રાંત ન્યાયાધિશ ચલાવે છે.

સર ન્યાયાધિશ (The chief Justice) દરેક પ્રાંત ન્યાયાધિશી માટે વીસ સુધી પારસી કોમના પ્રતિનિધિઓની નિમણોક કરે છે, અને તેમનાં નામ આજ્ઞાપત્રિકામાં જાહેર કરે છે.

આવી ફરિયાદોનો કોઇ પણ પક્ષકાર (Parties) તે ફરિયાદનું કામ બંધબારણે (Closed doors) ચલાવવા માગણી કરે તો કામ બંધબારણે ચાલે છે.

જે પ્રતિનિધિઓ છેવટ સુધી હાજર હોય તેઓની બહુમતિ મુજબ આવી ફરિયાદની હકીકતનો નિર્ણય થાય છે. સરખા ભાગે અભિપ્રાય હોય તો જે અભિપ્રાય સાથે ન્યાયાધિશ મળતા થાય તે પ્રમાણે નિર્ણય થાય છે.

આવી ફરિયાદની ચોકશીમાં (Trial of a suit) ચોકસીના આખા વખત દરમ્યાન ચારથી ઓછા નહી એટલા પ્રતિનિધિઓ હાજર રહ્યા હોય તો બાકીનો પ્રતિનિધિ કેટલીક વખત હાજર ન રહ્યો હોય તો પણ ચોકસી ગેરકાયદેસર ગણાતી નથી એટલેકે ઓછામાં ઓછા ચાર પ્રતિનિધિઓ તો હાજર હોવાજ જોઇએ.

જો ચારથી ઓછા પ્રતિનિધિઓ હાજર હોય, અને ન્યાયાધિશને એમ લાગે કે ચોકસીમાં ચાર પ્રતિનિધિઓને હાજર

રાખવાનું બની શકે તેમ નથી તો તે કામ બંધ રાખવું અને નવા પ્રતિનિધિઓની મદદથી તે કામ **નવેસર** ચલાવવું.

આવી રીતે પ્રાંત ન્યાયાધિશી જે ઠરાવ કરે તે ઠરાવ, જો કોઈ કાયદા વિરૂધ હોય કે પ્રમાણ ગણેલા રિવાજ (Usage having the force of law) વિરૂદ્ધ હોય, કે ફરિયાદનું કામ ચલાવવામા મહત્વની ખામી કે ભૂલના લીધે તે કામના ઠરાવ કરવામાં ભૂલ કે ખામી થઈ હોય તોજ વરિષ્ટ ન્યાયાધિશીમાં વિવાદ ચાલે છે.

આ નિબંધ પ્રમાણે કરવાની ફરિયાદો દશ રૂપિયાની ન્યાયાધિશીની લાગતના કાગળ ઉપર કરવી જોઈએ.

લગ્નની વાત બંન્ને પક્ષને કબુલ હોય તો કામ ચાલતાં દરમ્યાન અન્નવસ્ત્ર મળવા માટે પત્નીને અરજી કરવા અધિકાર હોય છે.

ન્યાયવિચ્છેદન માટે ફરિયાદમાં હુકમનામું પત્નીના લાભમાં થાય તો પોતાની હયાતી સુધી કાયમના માટે અન્નવસ્ત્રની રકમ ઠરાવી આપવા અરજી પત્ની કરી શકે છે.

દરમ્યાન અન્નવસ્ત્ર મળવા કે હુકમનામું થયા પછી કાયમના માટે અન્નવસ્ત્રની રકમ મળવા અરજી ન્યાયાધિશીને આપવામાં આવે એટલે તેની નક્કલ પતિને બનતી ઉતાવળે પહોંચાડવામાં આવે છે અને તેવી નક્કલ મળ્યા પછી પંદર દિવસની અંદર પતિએ જવાબ આપવો પડે છે.

પ્રતિનિધિના ભથ્થાભાડાના ખર્ચ માટે વાદીએ ફરિયાદ દાખલ કરતી વખતે રૂપિયા પચાસ ન્યાયાધિશીમાં ભરવા જોઈએ.

જે પ્રતિનિધિની મદદથી કામ ચલાવવાનું હોય તેમને કામ ચાલતાં અગાઉ ઓછામાં ઓછા સાત દિવસ પહેલાં લેખી ખબર

આપવામાં આવે છે. આવી રીતે સુચનાપત્ર બજ્યા છતાં, વ્યાજબી કારણ વગર કોઈ પ્રતિનિધિ હાજર રહે નહી, હાજર રહે પણ ન્યાયાધિશીની રજા વગર ચાલ્યો જાય, કે ફરિયાદનું કામ આગળ જે જે મુદતે ચાલવાનું હોય તે તે મુદતે હાજર રહે નહી તો તેને રૂપિયા સો સુધીના દંડની શિક્ષા થાય છે. આવા દંડના ઠરાવ ઉપર વરિષ્ટ ન્યાયાધિશીમાં વિવાદ ચાલે છે. આવો દંડ તરત વસૂલ આવે નહી તો તે ભરવા એક માસથી વધારે નહી એટલી મુદત ન્યાયાધિશી આપી શકે છે.

દંડની રકમ ભરવામાં આવે નહી તો સદરહુ પ્રતિનિધિને પંદર દિવસથી વધારે નહી એટલી મુદત સુધી દિવાની કેદમાં રાખવા હુકમ થાય છે.

દરેક પ્રતિનિધિને ન્યાયાધિશીમાં જવા આવવા સારૂ થયેલો વ્યાજબી ખર્ચ, તથા તે ન્યાયાધિશીમાં હાજર રહે તે દરેક દિવસ દીઠ રૂપિયા એકથી બે સુધી ન્યાયાધિશી ઠરાવે તેટલું ભથ્થું મળશે.

---

# દિવાની નિબંધ વિષે

રાજકર્તા મહારાજના માતોશ્રી, રાણી, કન્યા અને પુત્ર, પુત્રની સ્ત્રી, પૌત્ર તથા પૌત્રી એમના વિરૂદ્ધ, તથા રાજઘરાણાના જે બીજા લોકો ઉપર દિવાની ન્યાયાધિશીઓની હકુમત ચલાવવી નહીં એવું શ્રીમંત સરકાર મહારાજ સાહેબ તરફથી ઠરાવવામાં આવે તેઓની વિરૂદ્ધ કોઈપણ દિવાની દાવો અગર દરખાસ્ત કે કોઇપણ દિવાની કામ ન્યાયાધિશીઓમાં દાખલ કરી શકાતા નથી. ઉપર કહેલા ઈસમો જે ઉપરથી કાયદા પ્રમાણે કોઈપણ જવાબદારી તેમના ઉપર આવે એવો કોઈ પણ કરાર શ્રીમંત સરકાર મહારાજ સાહેબની પરવાનગી વગર કરી શકતા નથી.

જે લોકો ઉપર કોઇપણ દિવાની ફરિયાદ સરકાર પરવાનગી વગર ચાલશે નહીં એવું ઠરાવેલ હોય તો પરવાનગી વગર ફરિયાદ ચાલી શકે નહીં.

મનાઈ કરી હોઈ તેવો ફરિયાદો શિવાય બીજી ફરિયાદો દિવાની ન્યાયાધિશીમાં ચાલી શકે છે. જ્ઞાતિ સંબંધી પ્રશ્ન સમાયેલો હોય એટલાજ કારણથી તેવી ફરિયાદ કરવા વાંધો નથી.

જ્ઞાતિનો રીતરિવાજ અનીતિ ભરેલો કે રાજનીતિ વિરૂદ્ધ હોય, અથવા જ્ઞાતિના લોકોની ભૌતિક અભિવૃદ્ધિ અથવા પ્રગતિને અડચણકારક હોય, જેમકે

(૧) તેજ પેટા જ્ઞાતિમાં અગર અમુક ગામમાં કે હદમાંજ લગ્ન થઈ શકે એવો બિનજરૂરિયાત પ્રતિબંધ નાંખનારો હોય, અથવા

(૨) પાયમાલી થાય એવો ખરચાળ હોય, અથવા

(૩) દેશપર્યટન કરવાની સ્વતંત્રતા ઉપર બિનજરૂરિયાત અંકુશ મુકનારો હોય તો તે રીતરિવાજ બંધનકારક ગણાતો નથી.

આ રાજ્યમાં એકજ પક્ષકારો વચ્ચે એકજ બાબતની બે ફરિયાદો હોય તો પ્રથમ થયેલી ફરિયાદનું કામ ચાલે છે અને પાછળથી થયેલી ફરિયાદનું ચોકસીનું કામ ચાલી શકતું નથી.

તેના તેજ પક્ષકારો વચ્ચેની તકરારી બાબતોનો મુદ્દો નીકળીને છેવટનો ઠરાવ પ્રથમ થઇ ગયો હોય તો પછીથી તે બાબતનો બીજી વખત દાવો ચાલી શકતો નથી. **આને નિર્ણીતવાત કહેવાય છે.**

ફરિયાદ એક ન્યાયાધિશીમાંથી કાઢી લેઈ બીજી ન્યાયાધિશી તરફ મોકલવા (ટ્રાન્સફર કરાવવા) બદલ વ્યાજબી કારણ હોય તો અરજી વરિષ્ટ ન્યાયાધિશી અગર પ્રાંત ન્યાયાધિશીમાં કરી શકાય છે અને ચોકસી કરી તેમને વ્યાજબી લાગે તો બીજી ન્યાયાધિશીમાં ફરિયાદ ચલાવવા હુકમ કરી શકે છે.

**ફરિયાદ અરજી કચેરીમાં રજુ કરવી. ટપાલ મારફતે ફરિયાદ અરજી મોકલી શકાતી નથી.**

પૈસા આપવા બાબતના દાવામાં ફરિયાદની તારીખ પછીનું **વ્યાજ નવ ટકાથી વધારે કચેરી અપાવતી નથી. અને દાવાના ખર્ચ ઉપર છ ટકાથી વધારે વ્યાજ અપાવતી નથી.**

શાક્ષીદાર આવ્હાનપત્ર બજયા છતાં હાજર ન થાય તો તેને પકડવાને, તેની મિલ્કત જપ્ત કરવાનો અને વેચવાનો, રૂપિયા પાંચસોથી વધારે નહી એટલો દંડ, હાજર થવાને માટે તારણ આપવાને તેને હુકમ કરવાને અને એ પ્રમાણે તારણ ન આપેતો

દિવાની કેદનાં મોકલવાનો હુકમ કરવા ન્યાયાધિશીને અધિકાર હોય છે.

ફરિયાદ ચાલતી હોય તે દરમ્યાન ઇન્સાફનો હેતુ નિષ્ફળ થતો અટકાવવા માટે પ્રતિવાદીને હાજર રહેવા તારણ માગવા માટે પકડહુકમ કાઢવા અને તારણ બાબતના હુકમ પ્રમાણે ચાલવા ચૂકે તો દિવાની કેદમાં મોકલવા, મિલ્કત જપ્ત કરવા, કામચલાઉ તાકીદ આપવા તથા તેવી તાકીદની અમાન્યતા કરે તો દિવાની કેદમાં મોકલવા અને તેની મિલ્કત જપ્ત કરવા અને વેચવાનો હુકમ કરવા, કોઇ મિલ્કતનો વસુલદાર નિમવા અને બીજા વ્યાજબી અને સગવડ ભરેલા દરમ્યાન હુકમો કરવા ન્યાયાધિશીને અધિકાર હોય છે.

ન્યાયાધિશીને એમ જણાશે કે પૂરતા કારણ વગર પકડવા, જપ્તી કરવા કે તાકીદ મેળવવા અરજ કરવામાં આવી હતી, અથવા તો વાદીની ફરિયાદ નિષ્ફળ જાય અને તે ફરિયાદ માંડવાને માટે વ્યાજબી અને સંભવિત કારણ નહોતું અને તેમાં કોઇને પકડ્યો હોય કે તેની મિલ્કત જપ્ત કરી હોય અગર કામચલાઉ તાકીદ આપી હોય તો તે સબબે તેવી અરજ કરવાથી તેને જે ખરચ કે નુકસાન થયું હોય તેના વ્યાજબી બદલા તરીકે એક હજાર રૂપિયાથી વધારે નહી એવી જે રકમ ન્યાયાધિશી યોગ્ય ધારે તે અપાવી શકે છે. આવી કોઈ અરજનો નિકાલ થાય એટલે નુકશાની મેળવવા બાબત કોઇ ફરિયાદ ચાલશે નહી.

દેશના રીતરિવાજ પ્રમાણે જે સ્ત્રીઓને લોકોમાં હાજર થવાની ફરજ ન પાડવી જોઇએ, તેવી સ્ત્રીઓને ન્યાયાધિશીમાં જાતે હાજર થવાની માફી છે. પરંતુ સ્ત્રીઓને પકડવા આ નિબંધથી મનાઈ ન કરી હોય એવા કોઇપણ કામમાં દિવાની તાકીદપત્ર બજાવવામાં આવી સ્ત્રીઓને પકડવાની માફી નથી.

હજૂરની નજરમાં એમ આવે કે અમુક સખસને તેની પદવી પ્રમાણે ન્યાયાધિશીમાં જાતે હાજર થવાની માફીનું માન મળવું જોઇએ: તો આજ્ઞાપત્રિકામાં તેવી જાહેરાત પ્રસિદ્ધ કરવા મુખત્યાર છે.

દિવાની નિબંધથી ઠરાવેલું કે જે કામ કરવાને આ નિબંધથી છૂટ હોય એવું કામ કરવાને માટે ન્યાયાધિશીએ મુદત ઠરાવી હોય તો ઠરાવેલી મુદત પુરી થઇ ગઇ હોય છતાં મુદત વધારવા અધિકાર છે.

ઇન્સાફની ખાતર, કે ન્યાયાધિશીની કામગિરીનો ગેરઉપયોગ થતો અટકાવવા જરૂરના જણાય એવા હુકમો કરવા ન્યાયાધિશીને અંગત અધિકાર હોય છે.

ઠરાવ, હુકમનામું કે હુકમમાં હસ્તદોષ કે હિસાબની ભૂલો હોય, કે નજર ચૂકની ભૂલ હોય તો તેવી ભૂલો પોતે થઇને કે કોઈ પક્ષકારની અરજી ઉપરથી ગમે તે વખતે ન્યાયાધિશી સુધારી શકે છે જો વિવાદ થયો હોય તો પછી આવી દુરસ્તી કરવાનો અધિકાર વિવાદ ન્યાયાધિશીને છે.

પ્રતિવાદીએ પોતાનો જવાબ ફરિયાદની પહેલી સુનાવણી વખતે અગર તે પહેલાં આપી દેવો જોઇએ, જવાબમાં દાવા અરજીમાંની જેટલી હકીકત નાકબુલ નહી કરી હોય તેટલી હકીકત કબુલ છે એમ ગણવામાં આવે છે.

જપ્ત થયેલી મિલકત ખાનગી રીતે રાખવાનો વહેવાર કાયદેસર ગણાય નહી.

સરકારે કરવાની કે હુદ્દાના નાતાથી સરકારી અમલદાર વિરુદ્ધ કરવાની ફરિયાદો ખાતાના મુખ્ય અધિકારીના નામથી તથા હુદ્દાથી માંડવી.

ફરિયાદ માંડતાં પહેલાં ત્રણ મહિના અગાઉ તે ખાતાના

ઉપરી અધિકારીને નોટીસ આપવી જોઇએ. તે નોટીસમાં દાવાનું કારણ, વાદીનુ નામ, તથા ઠેકાણું તથા જે દાદ માગવાની હોય તે લખવું જોઇએ. દાવાઅરજીમાં સૂચના આપી છે એવો ઉલ્લેખ કરવો જોઇએ.

હુકમનામું થયા પછી વિવાદ થાય ને તેનો ઠરાવ થતાં પહેલાં હુકમનામાની બજાવણી થાય ને પછી વિવાદના ઠરાવથી હુકમનામાના ઠરાવમાં ફેરફાર થાય તો બજાવણીથી જે સ્થિતી બદલાઇ હોય તે ભરપાઇ કરાવી અપાય, એટલે પૂર્વસ્થિતી પ્રાપ્ત કરાવી શકાય.

ખોટી રીતે વાદી કે પ્રતિવાદીમાં કોઈ દાખલ થયેલું હોય તે બદલની તકરાર વહેલામાં વહેલી તકે લેવી જોઇએ. એવી તકરાર લેવામાં ન આવે તો તે તકરાર છોડી દીધી છે એમ ગણાય છે.

પ્રતિવાદી વિરૂદ્ધ જુદાં જુદાં દાવાનાં કારણો હોય તો તે બધા બદલ એકજ દાવો ચાલી શકે છે.

જે કારણ ઉપરથી ફરિયાદ કરવી હોય તે કારણ ઉપરથી જે દાવો કરવાનો વાદીને હકક હોય તે બધા દાવાનો સમાવેશ ફરિયાદમાં કરવો જોઇએ. ધારો કે એક ભાડાના કરારથી અ એ બને એક ઘર દર સાલ રૂપિયા સોથી ભાડે આપ્યું સન ૧૯૨૮-૨૯-૩૦ એ ત્રણ વર્ષનું ભાડું લહેણું થયું છતાં અ બ ઉપર સન ૧૯૩૧માં માત્ર સન ૧૯૨૯નું ભાડું લેવા દાવો કરે છે. સન ૧૯૨૮ કે ૧૯૩૦નું ભાડું લેવા બાબત અની પછીથી ફરિયાદ ચાલી શકે નહી.

દાવામાં અનેક કારણો ખોટી રીતે સામીલ કર્યા બાબતની તકરાર વહેલામાં વહેલી તકે લેવી જોઇએ; નહીતો તે તકરાર છોડી દીધી છે એમ ગણાય.

પક્ષકારોને પોતાના મુખત્યારો મારફતે કે વકીલો મારફતે કચેરીમાં હાજર થવાની છૂટ છે.

**પ્રતિવાદીને સમન્સ ન બજે તે માટે ચુકવાચુકવી કરતો** હોય તો તે બદલ સોગનનામા સહ અરજી કરેથી ન્યાયાધિશ પ્રસિદ્ધ ઠેકાણે સમન્સ ચોઢાવી પ્રતિવાદીનેજ સમન્સ બજ્યો છે એમ ઠરાવી શકે છે.

ટપાલ મારફત પણ સમન્સ બજાવી શકાય છે, પણ તે સમન્સ તેને પહોંચવો જોઇએ. **"તેણે લેવા ના પાડી છે" એમ શેરો થયેલો હોય તો પણ સમન્સ બજ્યા બરાબર ગણાય છે.**

પક્ષકારોએ પોતાનો દસ્તાવેજી પુરાવો **પહેલી સુનાવણી વખતે** એટલે બધા પ્રતિવાદીઓ ઉપર કાયદેસર સમન્સ બજી આવ્યા પછીની તારીખ હોય તે તારીખે રજુ કરવો પડે છે, આ પ્રમાણે રજુ ન કરે તો **પાછળથી રજુ કરવા દેવામાં આવતો નથી.** પરંતુ ન્યાયાધિશીને વ્યાજબી કારણ, રજુ ન કરવાનું હતું એમ લાગશે તો રજુ કરવા દેઈ શકે છે. **દસ્તાવેજી પુરાવો બને તેટલી વહેલી તકે રજુ કરવો એ સલાહભરેલું છે**

દસ્તાવેજ અગર ચોપડો ન્યાયાધિશી અટકાવી શકે છે. અટકાવી રાખેલ નહિ હોય તેવો દસ્તાવેજ અગર ચોપડો, તે દાવામાં વિવાદ માંડવાની છૂટ નકી હોય તો દાવાનો નિકાલ થયા પછી. અને વિવાદ કરવામાં આવેલો નથી એમ બતાવ્યાથી અગર વિવાદનો નિકાલ થયા પછી, પાછો લેવા સાદા કાગળે અરજી કરી દસ્તાવેજ અગર ચોપડો પાછો લેવા હકક છે. ખરી નક્લ આપેથી અને જરૂર વખતે રજુ કરવાની શરતે ગમે ત્યારે દસ્તાવેજ પાછો માગવા અરજી કરી શકાય છે. **હુકમનામું થવાથી જે**

દસ્તાવેજ આખો રદ અથવા નકામો થયો હોય તે દસ્તાવેજ પાછો મળી શકતો નથી.

## પરરાજ્યના ફેંસલા બાબત.

પરરાજ્યની ન્યાયાધિશીએ જે ફેંસલો કરેલો હશે તે નીચેની બાબતો શિવાય નિર્ણાયક ગણાશે:-

(૧) જો તે યોગ્ય હકુમતવાળી ન્યાયાધિશીએ આપેલો નહોય;

(૨) જો તે કામના ગુણદોષ તપાસી કરેલો ન હોય;

(૩) જો તે કામના કાગળો ઉપરથીજ દેશદેશના અરસપરસ વ્યવવહારના કાયદા વિષેની ભૂલભરેલી સમજથી અથવા જે કામોમાં આ સરકારના મુલકમાંનો કાયદો લાગુ હોય તે કામોમાં તે કાયદો માન્ય કરવા ના પાડયાના સબબથી કરેલો જણાય;

(૪) જે કામમાં તે કરેલો હોય તે કામ જો વાસ્તવિક ન્યાયથી ઉલટી રીતે ચાલેલું હોય;

(૫) જો તે કપટથી મેળવેલો હોય;

(૬) જો તેમાં આ રાજ્યમાં ચાલુ હોય તેવા કોઇ કાયદાનો ભંગ કરી તે આધારે કરેલું માગણું મંજુર કર્યું હોય;

(૭) જે પરરાજ્યનો ફેંસલો તે પરરાજયની ન્યાયાધીશી જો આ રાજયની ન્યાયાધિશીના ફેંસલાને પરરાજ્યના ફેંસલા તરીકે નિર્ણાયક માનતી ન હોય;

ઉપરની બાબતો શિવાયના પરરાજ્યના ફેંસલા આ રાજ્યમાં નિર્ણાયક ગણાય છે.

## ફરીઆદો કયાં કયાં કરી શકાય.

(૧) સરકાર કે હોદ્દાના નાતાથી સરકારી નોકર વિરૂદ્ધ ફરિયાદ

કરવી હોય તો પ્રાંત ન્યાયાધિશીમાં કે તે માટે મુકરર કરેલી ન્યાયાધિશીમાં.

(૨) ફરિઆદની ચોકસી કરવાનો અધિકાર જેટલી ન્યાયાધિશીને હોય તેમાંની છેક નિચેના દરજ્જાની ન્યાયાધિશીમાં કરવી જોઇએ.

(૩) ફરીઆદનો વિષય હોય ત્યાં ફરીઆદ કરવી.

(૪) જુદી જુદી ન્યાયાધિશીઓની હકુમતની હદમાં સ્થાવર મિલ્કત હોય અને તે બદલ ફરિયાદ કરવી હોય તો જે કોઈ પણ ન્યાયાધિશીની હકુમતની હદમાં તે સ્થાવર મિલ્કતનો કાંઈપણ ભાગ હોય તો તે ન્યાયાધિશીમાં ફરિયાદ કરી શકાય છે.

(૫) જાતને અથવા જંગમ મિલ્કતને અપકૃત્ય કર્યાથી બદલો મગાવા બાબતની ફરિયાદ કરવી હોય તો અપકૃત્ય થયું હોય ત્યાં, અગર પ્રતિવાદી રહેતો હોય ત્યાં, અથવા તેની સ્થાવર અગર જંગમ મિલકત જે ન્યાયાધિશીની હદમાં હોય તે દરેક ન્યાયાધિશીઓ પૈકી પોતાની મરજી પ્રમાણે કોઈપણ એક ન્યાયાધિશીમાં ફરીઆદ કરી શકાય છે.

**દ્રષ્ટાંતઃ—અ** કલોલ રહે છે, અને તેણે **બ** ને કડીમાં માર્યો હોય તો **બ** કલોલ અગર કડીમાં ફરિયાદ કરી શકે છે.

(૬) બીજી ફરિયાદો પ્રતિવાદી જ્યાં રહેતો હોય અગર દાવાનું કારણ જ્યાં ઉત્પન્ન થયું હોય ત્યા કરી શકાય છે; અને એક કરતાં વધારે પ્રતિવાદીઓ હોય તો, ફરિયાદની શરૂઆત વખતે તેમાંના એક જ્યાં રહેતો હોય ત્યાં, અગર તેની સ્થાવર અથવા જંગમ મિલકત હોય ત્યાં કરી શકાય છે. વધારે પ્રતિવાદીઓ હોય અને આવી ફરિયાદ કરવી હોય તો તેવી

ફરિયાદ કરવાને પ્રથમથી ન્યાયાધિશીની પરવાનગી મેળવવી જોઇએ. અરજી આપવાથી આવી પરવાનગી મળી શકે છે.

ફરિયાદ કરવાના ઠેકાણાના સંબંધમાં વહેલી તકે અને મુદ્દા કાઢયા હોય તેવા કામમાં તે કાઢતી વખતે કે તે પહેલાં લેવી જોઇએ. જો તે પ્રમાણે કરવામાં આવે નહી અને પરિણામે યોગ્ય ન્યાય થયો નથી એવું વિવાદ કે તપાસણી ન્યાયાધિશીને લાગશે નહી તો વિવાદ કે તપાસણી અરજ મંજુર કરશે નહી.

પ્રતિવાદીને સમન્સ બજાવવા માટેનું ખર્ચ વાદીએ ભરવાનું હોય તે જો ન ભર્યાથી પ્રતિવાદીને સમન્સ ન બજ્યો હોય તો અગર ચોકસીના દિવસે બન્ને પક્ષકાર ગેરહાજર હોય તો ફરિયાદ કાઢી નાંખવા હુકમ થઇ શકે છે. આવી રીતે કાઢી નાંખવાનો હુકમ રદ કરાવી લેવા વાદી વ્યાજબી કારણ બતાવી અરજ કરી શકે છે, અગર નવી ફરિયાદ પણ કરી શકે છે.

પ્રતિવાદી ઉપરનો સમન્સ કાઢયા છતાં બજ્યા વગર પાછો આવે ત્યારે તે પાછો આવ્યા પછીની પહેલીજ મુદતની તારીખથી **ત્રણ માસ સુધીમાં** જો વાદી નવો સમન્સ કઢાવવાની અરજ કરવાને અને પ્રતિવાદીનું ઠેકાણું શોધી કાઢવાને બનતો તેટલો પ્રયત્ન કર્યો છે અથવા પ્રતિવાદી બજવા દેતો નથી એવી ખાત્રી કરવાને ચુકશે તો ફરિયાદ કાઢી નાંખવા હુકમ થાય છે આ પ્રમાણે ફરિયાદ કાઢી નાંખવામાં આવે તો નવી ફરિયાદ થઇ શકે છે.

ચોકસીના દિવસે ફકત પ્રતિવાદી હાજર હોય અને વાદી ગેરહાજર હોય તો ફરિયાદ કાઢી નાંખવા હુકમ થાય છે, પરંતુ પ્રતિવાદી દાવો કબુલ કરે તો તેના વિરૂધ્ધ હુકમનામુ થાય છે. આવી રીતે કાઢી નાંખ્યાના હુકમ પછી નવી ફરિયાદ વાદી કરી શકે નહી, પણ કાઢી નાંખ્યાનો હુકમ વ્યાજબી કારણ બતાવી રદ કરાવવા અરજ કરી શકે છે.

ચોકસીના દિવસે પ્રતિવાદી હાજર ન હોય તો એકતરફી ચોકસી ચાલે છે અને તે અન્વયે કામ ચાલી એકતરફી હુકમનામું થાય છે. એકતરફી હુકમનામું વ્યાજબી કારણ બતાવી રદ કરવા અરજ કરી શકાય છે.

## દાવા અરજીમાં લખવાની હકીકત:-

(૧) ન્યાયાધિશીનું નામ; (૨) વાદીનું નામ, ઉમ્મર, જાત, ધંધો અને રહેવાનું ઠેકાણું; (૩) તેજ પ્રમાણે પ્રતિવાદીનું નામ વીગેરે; (૪) વાદી અથવા પ્રતિવાદી સગીર અથવા દિવાનો હોય તો તે હકીકત, અને તેની ઉમર; (૫) દાવાના કારણની હકીકત; (૬) દાવાનું કારણ કયારે ઉત્પન્ન થયું તે; (૭) ન્યાયાધિશીને હકુમત છે એમ જણાતું હોય તે હકીકત; (૮) ન્યાયાધિશીની લાગત બદલ; (૯) જે દાદ વાદી માગતો હોય તે દાદ.

ટીપ;–પૈસા લેવાના દાવામાં પૈસાની રકમ ચોકકસ લખવી. સ્થાવર મિલ્કત સંબંધી દાવો હોય તો કિંમત અને મિલકતનું બરાબર વર્ણન લખવું. વારસ તરીકે વાદીની ફરિયાદ હોય તો તેનો ખરેખર ચાલુ હિત સંબંધ છે એ હકીકત તથા દાવાના વિષય બદલ ફરિયાદ તે કરી શકે તેને માટે જરૂરની તજવીજ તેણે કરી છે એ હકીકત જણાવવી. વાદીના દાવાનો જવાબ આપવા પ્રતિવાદી શી રીતે જવાબદાર થાય છે તે હકીકત લખવી.

મુદત વિત્યા પછી ફરિયાદ હોય તો માફી માગવાનાં કારણો લખવાં.

દાવાઅરજી સાથે દસ્તાવેજો રજુ કરવાના હોય તો દસ્તાવેજની યાદી દાવાઅરજી જોડે રાખવી પડે છે.

પ્રતિવાદીને દાવાઅરજીની નકકલ આપવી પડે છે, તથા આવરા ઉપરથી દાવો હોય તો તેની નકકલો પણ આપવા પડે છે, તે પણ દાવાઅરજી સાથે રાખવી.

દાવાઅરજી સાથે દાવાનો આધારભૂત લેખ કે તેની નકલ રજુ કરવી જોઇએ.

ફરિયાદ કર્યા પછી કોઈ પણ વખતે બધા પ્રતિવાદીઓ કે તેમના પૈકી કોઈની સામેની ફરિયાદ કાઢી લેવાનો કે પોતાના દાવાનો કોઈ ભાગ છોડી દેવાને **વાદીને** અધિકાર હોય છે.

રીતસર કરવામાં કાંઇ ખામી હોવાના લીધે ફરિયાદ નિષ્ફળ થવી જોઇએ, કે ફરિયાદના વિષય અગર દાવાના ભાગ બાબત ફરીથી ફરિયાદ લાવવાની વાદીને છૂટ રાખવાને બીજાં પૂરતાં કારણો છે, એવી ન્યાયાધિશની ખાત્રી થાય તો, યોગ્ય લાગે તેવી શરતોથી, સદરહુ ફરિયાદ કાઢી લેવાની કે દાવાનો ભાગ છોડી દેવાની, ફરિયાદના વિષય બાબત કે છોડી દીધેલા ભાગ બાબત ફરીથી ફરિયાદ લાવવાની છૂટ **રાખીને** વાદીને પરવાનગી ન્યાયાધિશી આપી શકે છે; પરંતુ વધારે વાદીઓ પૈકી એક વાદી બીજા વાદીઓની સંમતિ શિવાય પરવાનગી માગે તો પરવાનગી ન્યાયાધિશી આપી શકે નહી. **પરવાનગી મેળવ્યા** વગર વાદી ફરિયાદ કાઢી લે કે દાવાનો ભાગ છોડી દે તો, નવી ફરિયાદ કરી શકાય નહી તેમજ ખર્ચ માટે તે જવાબદાર થાય છે.

ઉપર પ્રમાણે પરવાનગી મેળવી નવી ફરિયાદ થાય તો પ્રથમની ફરિયાદ કરવામાં આવેલીજ નહોતી એમ ગણી મુદતનો કાયદો વાદીને લાગુ થશે.

ફરિયાદનું કામ ચાલતાં કોઇ પણ વખતે વાદી પ્રતિવાદી બંન્ને મળીને યોગ્ય સોગન ઉપર ફરિયાદનો નિકાલ કરવા રાજી હોય તો, જે રાજી હોય તેને કે બંન્ને સોગન ખાવા તૈયાર હોય તો ન્યાયાધિશીને યોગ્ય લાગે તેને સોગન આપી ફરિયાદનો નિકાલ કરે છે.

પરહદનો વાદી હોય અને ફરિયાદની મિલ્કત શિવાય આ

હદમાં તેની પૂરતી મિલ્કત ન હોય તો ન્યાયાધિશી પોતાની મેળે કે પ્રતિવાદીની અરજ ઉપરથી પ્રતિવાદીના ખર્ચ બદલ વાદી પાસેથી તારણ માંગવા હુકમ કરે છે. કોઈ સખસ પરહદમાં જાય અને ખર્ચ આપવાને તેને કહેવામાં આવે તે વખતે તે મલી નહી આવે એવો તે વખતની હકીકત ઉપરથી વ્યાજબી સંભવ હોય તો, જો કે વાદી આ હદનો હોય છતાં પણ આ કલમના કારણ સારૂ તે જાણે પરહદનો વાદી છે એમ ગણી તેની પાસેથી પણ તારણ માંગી શકાય છે.

વાદી આ હદની સ્ત્રી હોય અને ફરિયાદની મિલ્કત શિવાય તે સ્ત્રીની કોઇ પૂરતી સ્થાવર મિલ્કત આ હદમાં ન હોય તો પ્રતિવાદીની અરજ ઉપરથી ન્યાયાધિશી તારણ માગે છે.

ઠરાવેલી મુદતમાં તારણ આપવામાં ન આવે તો વાદીની ફરિયાદ નીકળી જાય છે. એ પ્રમાણે ફરિયાદ નીકળી જાય તો કારણ બતાવી તે હુકમ રદ કરાવવા અરજ કરી શકાય છે.

## પેઢી, સગીર, અને દિવાના બદલ.

બે અથવા વધારે સખસો ભાગીદારીમાં આ સરકારના મુલકમાં ધંધો ચલાવતા હોય તેને પેઢી કહેવાય છે. પેઢીના નામથી એક ભાગીદાર પણ દાવો કરી શકે છે. પેઢી ઉપર દાવો થાય ત્યારે ન્યાયાધિશી ફરમાવે તે રીતે એક અગર વધારે ભાગીદારોને સમન્સ પહોંચાડવો પડે છે. પેઢીના નામથી ફરિયાદ હોય તો પ્રતિવાદી, ભાગીદારોના નામ અને રહેવાનાં ઠેકાણાં ખુલ્લાં કરવા માગણી કરી શકે છે.

સગીર અગર દિવાનાના વતી ફરિયાદ ઇષ્ટમિત્રે સગીર અગર દિવાનાના નામથી માંડવી અને ઇષ્ટમિત્ર હોવા બદલ ઉલ્લેખ કરવો. ઇષ્ટમિત્ર વગર સગીર કે દિવાનાએ અગર સગીર કે દિવાના વતી

બીજા કોઇએ ફરિયાદ કરી હોય તો પ્રતિવાદી અરજી કરી શકે અને સાબીત થાય તો ફરિયાદ કરનાર ઉપર ખર્ચ નાંખી તે ફરિયાદ કાઢી નાંખવા હુકમ ન્યાયાધિશી કરી શકે છે

પ્રતિવાદી સગીર કે દિવાનો હોય તો ન્યાયાધિશી સગીર કે દિવાના માટે ફરિયાદ પૂરતો વાલી નીમી શકે છે. વાલી નીમવા બદલ વાદી અગર સગીર કે દિવાનાના નામથી બીજો કોઈ સખસ સોગનનામા સાથે અરજી કરી શકે છે.

## ફેંસલો થતાં પહેલાં પકડવા વિષે.

સ્થાવર મિલ્કત પાછી મળવા બાબત, વહેંચણ કરવા બાબત, ગિરો છોડવવાનો હકક બંધ કરવા બાબત, અથવા ગિરો છોડાવવા બાબત, સ્થાવર મિલકતમાંના, અગર સ્થાવર મિલકત બાબતના બીજા કોઇપણ હકકનો, અગર સવાલનો નિર્ણય કરવા બાબત, સ્થાવર મિલ્કતને અપકૃત્ય કરવાથી બદલાની રકમ મળવા બાબત, ખરેખર કબજે કરેલી અગર જપ્ત કરેલી મિલ્કત પાછી મળવા બાબત **આ શિવાયની બીજી ફરિયાદ** ચાલુ હોય તો ફેંસલો થતાં પહેલાં પ્રતિવાદીને પકડવા માટે અરજી કરી શકાય છે.

સોગનનામાથી અગર બીજા પુરાવાથી ન્યાયાધિશીની ખાત્રી કરી આપવામાં આવે કે (૧) વાદીને ઢીલ કરવાના હેતુથી, અગર ન્યાયાધિશીનું તાકીદપત્ર ટાળવાના હેતુથી અગર પોતાના ઉપર જે હુકમનામું થાય તે બજાવતાં અટકાવ કે ઢીલ થાય એ હેતુથી પ્રતિવાદી નાશી ગયો છે, અગર નાશી જવાની તૈયારીમાં છે, અગર ન્યાયાધિશીની હકુમતની હદ છોડીને ગયો છે, અથવા જવાની તૈયારીમાં છે, અથવા પોતાની મિલ્કતની અગર તેના ભાગની તેણે વ્યવસ્થા કરી છે, અગર ન્યાયાધિશીની હકુમતની સ્થાનિક હદ બહાર તે ખસેડી છે, અથવા

(૨) પ્રતિવાદી આ સરકારના મુલક બહાર જવાની તૈયારીમાં છે અને સંજોગો ઉપરથી એમ જણાય કે ફરિયાદમાં પ્રતિવાદી ઉપર જે હુકમનામું થાય તે બજાવતાં વાદીને તેથી અટકાવ અગર ઢીલ થશે અગર થાય એવો વ્યાજબી સંભવ છે,

તો પ્રતિવાદીએ હાજર થવાને માટે તારણ કેમ નહી આપવું તેનું કારણ બતાવવા સારૂ તેને પકડવા અને ન્યાયાધિશી રૂબરૂ લાવવા પકડહુકમ કાઢી શકે છે. પકડહુકમ બજાવનાર અમલદારને વાદીનો દાવો અદા થાય તેટલી રકમ પ્રતિવાદી આપે તો પછી પકડી શકાય નહી. ન્યાયાધિશી હાજર જામીન લેઇ છોડી પણ શકે છે.

## ફેંસલો થતાં પહેલાં જપ્તી કરવા બાબત.

ફરિયાદનું કામ ચાલતાં કોઈ પણ વખતે સોગનનામાથી અગર બીજા પુરાવાથી ન્યાયાધિશીની ખાત્રી કરી આપવામાં આવે કે, પોતાના વિરૂધ્ધ જે હુકમનામું થાય તે બજાવતાં અટકાવ કે ઢીલ થાય એ હેતુથી, પ્રતિવાદી પોતાની બધી કે થોડી મિલકતની વ્યવસ્થા કરવાની તૈયારીમાં છે અથવા ન્યાયાધિશીની હકુમતની સ્થાનિક હદમાંની પોતાની થોડી અગર બધી મિલકત ખસેડવાની તૈયારીમાં છે તો, તે મિલકત અગર તેનો ભાગ જપ્ત કરવા વિષે વાદીની અરજ ઉપરથી ન્યાયાધિશી ઠરાવે તે મુદતની અંદર ન્યાયાધિશી માગે ત્યારે તે મિલકત અગર તેની કિંમત, અગર હુકમનામાની ભરપાઈ કરવાને માટે પુરતી થાય એટલો તે મિલકતનો અગર તેની કિંમતનો ભાગ ન્યાયાધિશીમાં રજુ કરવા સારૂ અથવા ન્યાયાધિશીના અખત્યારમાં તે આપવા સારૂ ન્યાયાધિશી હુકમમાં નમુદ કરે તેટલી રકમનું પ્રતિવાદીએ તારણ આપવું, અથવા હાજર થઇને તેણે તારણ શા માટે ન આપવું તેનું કારણ દેખાડવું એવું તેને ફરમાવવાનો ન્યાયાધિશીને અધિકાર છે.

ન્યાયાધિશી બીજી રીતે ફરમાવે નહી તો, જે મિલકત જપ્ત કરવાની હોય તે મિલકત અને તેની આશરે કિંમત વાદીએ નમુદ કરવી જોઇએ.

ફેંસલો થતાં પહેલાં જપ્તીનો હુકમ કરવામાં આવે ત્યારે, માગેલું તારણ તથા જપ્તીના ખર્ચ માટેનું તારણ પ્રતિવાદી આપે અથવા ફરિયાદ કાઢી નાખવામાં અગર રદ કરવામાં આવે એટલે જપ્તી દુર થઇ છે એમ ગણાશે.

ફેંસલો થતાં પહેલાંની જપ્તીથી ફરિયાદમાં પક્ષકાર ન હોય તે સખસોના જપ્તી પહેલાંના હકકોને બાધ આવશે નહી, અથવા તે પ્રતિવાદી વિરૂધ્ધ કોઇ સખસનું હુકમનામું થયું હોય તો, તે બજાવવામાં તે જપ્ત થયેલી મિલકત વેચવાની દરખાસ્ત કરવાને તેને પ્રતિબંધ નડશે નહી.

અવ્વલ જપ્તીમાં મિલકત હોય અને પછી હુકમનામું થાય તો તે હુકમનામું બજાવવાની દરખાસ્તમાં ફરી જપ્તી એક વર્ષ સુધી કરાવવાની જરૂર નથી.

## ફેંસલાની ફરી તપાસ વિષે.

કોઇ હુકમનામા અગર હુકમ, અગર નાના દાવાની ન્યાયાધિશીએ ખુલાસો પૂછવા ઉપરથી કરેલા ફેંસલાથી પોતાને બરાબર ઇનિસાફ મલ્યો નથી એવું જે કોઇ સખસને લાગે, અને નવો અને મહત્વનો મજકુર અગર પુરાવો યોગ્ય તતપરતાથી તપાસ કર્યા છતાં તે હુકમનામું અગર હુકમ કરતી વખતે તેના જાણુવામાં ન હતો, અગર તે રજુ કરી શકયો નહી તેવો મજકુર અગર પુરાવો મળી આવ્યાના સબબથી, અગર દફ્તર ઉપરથી કાંઈ ઉઘાડી ભુલ કે ચુક નજરે આવ્યાના કારણુથી, અગર બીજા કોઈ પુરતા કારણુથી, પોતાની વિરૂધ્ધ કરેલા હુકમનામાની અગર હુકમની ફરી

તપાસ કરાવવાની તેની ઇચ્છા હોય તો, ફેંસલાની ફરી તપાસ કરવા સારૂ તે અરજ કરી શકે છે.

ફરી તપાસ કરવાને પૂરતું કારણ નથી એમ ન્યાયાધિશીને જણાશે તો તે નામંજુર કરી શકશે.

ફરી તપાસની અરજ મંજુર થાય તો મુકદમાની ફરી ચોકસી કરવા હુકમ થાય છે.

---

## દિવાની નિબંધ વિષે. (ચાલુ.)

### બજાવણી

હુકમનામું કરનારો ન્યાયાધિશીને અથવા જે ન્યાયાધિશી તરફ હુકમનામું બજાવવા મોકલવામાં આવે તે ન્યાયાધિશી હુકમનામું બજાવી શકે છે.

જે ન્યાયાધિશીએ હુકમનામું કર્યું હોય તે ન્યાયાધિશી નીચેના પ્રસંગે હુકમનામાવાળાની અરજી ઉપરથી બીજી ન્યાયાધિશી તરફ હુકમનામું બજાવવા મોકલે છેઃ—

(૧) જે સખસ ઉપર હુકમનામું થયું હોય તે સખસ તે બીજી ન્યાધીશીમાં રહેતો હોય, અથવા

(૨) હુકમનામું કરનારી ન્યાયાધિશીની હકુમતમાં તે હુકમનામું ભરપાઇ થાય તેટલી તે સખસની મિલકત ન હોય અને તે બીજી ન્યાયાધિશીની હકુમતમાં તેની મિલકત હોય, અથવા

(૩) હુકમનામું કરનાર ન્યાયાધિશીના હકુમતની હદ બહારની સ્થાવર મિલકત વેચવાને, અથવા સોંપવાને હુકમનામામાં ફરમાવેલું હોય, અથવા

(૪) બીજું વ્યાજબી કારણ હોય.

તો બીજી ન્યાયાધિશી તરફ હુકમનામું બજાવવા મોકલવા બદલ અરજી કરી શકાય છે.

આ રાજ્યનું અને પરરાજ્યનું હુકમનામું અરસપરસ બજાવવા બદલ નિયમ હોય અને થાય તેને અનુસરી આ રાજ્યનું હુકમનામું પરરાજ્યમાં અને પરરાજ્યનું હુકમનામું આ રાજ્યમાં બજાવી શકાય છે.

હુકમનામું કરનારી ન્યાયાધિશીને **હુકમનામું થયા પછી હપ્તા કરી આપવા બદલ** અરજ કરી શકાય છે. ઠરાવની તારીખથી છ માસમાં આવી અરજી કરી શકાય છે.

હુકમનામું કરનારી ન્યાયાધિશીને તે કામના પક્ષકારો કે તેમના વારસ વકીલો વચ્ચેની હુકમનામું બજાવવા વિષેની, તેમાંથી છુટા થવા વિષેની, અગર તેની ભરપાઇ વિષેની તકરારો સાંભળવા અધિકાર છે, આ બદલ જુદી ફરીઆદ ચાલતી નથી.

તાકીદ આપ્યા બદલના હુકમનામા શિવાયનું બીજું હુકમનામું, હુકમનામાની તારીખથી અને જો હપ્તાનું હુકમનામું હોય તો હપ્તાની તારીખથી બાર વર્ષ પુરાં થતાં સુધી બજાવી શકાય છે. બાર વર્ષ પછી હુકમનામું બજાવવા બજાવણી દરખાસ્ત આપવામાં આવે તો તે કાઢી નાંખવામાં આવે છે.

હુકમનામું કોઈ સખસ વેચાણ લે તો મુળ હુકમનામાવાળાની જગાએ આવે છે એટલે તેના બધા હકકો મળી શકે છે.

હુકમનામાનો પ્રતિવાદી મયત થાય તો, મૈયતના કાયદેસર વારસ વિરૂદ્ધ બજાવણી દરખાસ્ત આપી શકાય છે; પરંતુ તેના હાથમાં મૈયતની જેટલી મિલકત આવેલી હોય અને જે તેણે યોગ્ય કામે લગાડેલી ન હોય તેટલાજ પૂરતી તેની જવાબદારી હોય છે. યોગ્ય કામે લગાડેલી છે કે કેમ તે બદલ હિસાબ રજુ કરાવવા

હુકમનામાવાળો ન્યાયાધિશીમાં અરજી કરી શકે છે. મૈયત પ્રતિવાદી તરફથી મળેલી મિલકતનો હિસાબ બરાબર આપી શકે નહિ તો તે બાબત **વારસ વકીલની જાત મિલકત જવાબદાર થાય છે.**

હુકમનામાના દેણદારને ગમે તે વખતે પકડી શકાય તથા તેની મિલકત જપ્ત કરી શકાય, પણ રાત્રે રહેવાના ઘરમાંથી તેને પકડાય નહિ કે મિલકત જપ્ત કરી શકાય નહિ.

સ્ત્રીઓને પૈસા બાબતના હુકમનામાની બજાવણીમાં પકડી શકાતી નથી કે દિવાની તુરંગમાં રાખી શકાતી નથી.

હુકમનામાનો દેણદાર પૈસા બાબતના હુકમનામાની બજાવણીમાં પકડાયો હોય તો હુકમનામાની રકમ અને ખરચ પકડનાર અમલદારને આપે તો તેને છોડી મુકવો એમ ઠરેલું છે.

પૈસા બાબતના હુકમનામાની બજાવણીમાં દેણદાર પકડાઇ આવે અને ન્યાયાધિશી રૂબરૂ લાવવામાં આવે ત્યારે તેને નાદાર થવું છે કે કેમ એમ પૂછવામાં આવે છે; અને **જો તેણે નાદાર થવું હોય** તો એક મહિનાની અંદર પોતે એ પ્રમાણે અરજ કરશે તેને માટે તથા જ્યારે જ્યારે તે બજાવણીના કામમાં બોલાવવામાં આવશે ત્યારે ત્યારે હાજર કરવા જામીન આપશે તો ન્યાયાધિશી તેને છોડવા હુકમ કરે છે. આવી મરજી જાહેર કરવા લેખી અરજીની જરૂર નથી.

હુકમનામાના દેણદારને વધુમાં વધુ **છ માસ** સુધી કેદમાં રાખી શકાય પણ જો રૂ. ૫૦) પચાસ કે તેની અંદરની રકમ હોય તો **છ અઠવાડિયાં** કરતાં વધારે રખાય નહી. કેદની મુદત પહેલાં હુકમનામાના પૈસા આપી દેતો તે છૂટી શકે છે, હુકમનામાવાળો છોડી મુકવા અરજ કરે અથવા કેદી ખોરાકીની રકમ ભરે નહિ કે દેણદાર પોતાને માટે પૂરતાં કપડાં અને બિછાનાની ગોઠવણ કરી શકશે નહી એમ કહેતો હોય તો તેવાં કપડાં અને બિછાનાની

રકમ ભરવામાં કસૂર કરે તો પ્રતિવાદી છૂટી જાય છે. આ પ્રમાણે કેદમાંથી છૂટયા પછી તેને તેજ હુકમનામામાં ફરી પકડી શકાતો નથી પણ કેદ ભોગવ્યાથી કે આવી રીતે કેદમાંથી છૂટયાથી તેના તે દેવામાંથી તે મુકત થતો નથી.

કેદમાં રાખેલો પ્રતિવાદી ખેડુત હોય તો પાક વઢાય ત્યાં સુધી ખેતીના કામ માટે છૂટવા બદલ તે અરજ કરી શકે છે; અને જામીન આપેતો ન્યાયાધિશી તેને છોડી મુકી શકે છે, પરંતુ ખેતીની મોશમ પૂરી થયે ફરી તેને કેદમાં બેસાડી શકાય છે.

**હુકમનામાની બજાવણીમાં નીચે લખેલી મિલકત જપ્તીને કે વેચાણને પાત્ર નથી:—**

(૧) દેણુદારના અને તેના કુટુંબના માણસોના નિર્વાહને માટે જરૂરનાં હોય તેટલાં કપડાં, વાસણકુસણ અને સ્ત્રીઓના શરીર ઉપર જરૂરનાં હોય તેવાં સૌભાગ્ય ભૂષણ;

(૨) કારીગર લોકોનાં ઓજાર;

(૩) દેણુદાર ખેડુત હોય તો, તેના અને તેના કુટુંબના નિર્વાહ પૂરતી જમીન; પરંતુ **પચાસ રૂપિયા** કરતાં વધારે આકારની જમીન કોઈ પણ વખતે રાખવામાં આવતી નથી; નિર્વાહ ચલાવવા માટે જરૂરનાં હોય તેટલાં ખેતીવાડીનાં હથિયાર, જનાવર, અને અનાજનાં બી; બે સુધી દુધ આપતાં હોય એવાં જનાવર, અને તેમનાં દુધ પીતાં વાછરડાં, અને તેને માટે બે માસ પહોંચે એટલો ચાર પૂળા; ઢોરો બાંધવાને માટે તથા વાડાને માટે જમીન, પછી તે ખુલ્લી હોય અથવા સઘળી કે થોડી છાપરાથી ઢાંકેલી હોય; કબજા સાથે અગર કબજા વગર ગિરો આપેલું ન હોય એવું તેને અને તેના કુટુંબને રહેવા પૂરતું ઘર, અથવા ઘરનો ભાગ;

૪ દેણુદારના અને તેના કુટુંબના માણસોના નિર્વાહ માટે બે માસ પોહોંચે એટલું અનાજ;

૫. હિસાબના ચોપડા;

૬. નુકસાનીને માટે ફરિયાદ કરવાનો માત્ર હક્ક;

૭. જાતિકી નોકરીનો કોઈ પણ હક્ક;

૮. સરકારી અમલદારો પૈકી કોઇ પણ ઇસમના પગારનો બે તૃતિયાંશ હિસ્સો, પરંતુ પચીસ રૂપીયાથી વધારે નહી હોયતો પૂરેપૂરો, અને વધારે હોયતો બે તૃતિયાંસ;

૯. વિશેષ ખર્ચ માટે સરકારે આપેલી હોય તેટલી સઘળી નિમણૂંક;

૧૦. ખાસ શરતથી સરકારે કાંઈ નિમણૂંક આપી હોય તો તે નિમણુંકની રકમ;

૧૧, પેન્શનની તથા ગ્રેચ્યુઇટીની સઘળી રકમ; આ રાજ્યના રેલ્વેના નોકરોએ પ્રોવીડન્ટ ફન્ડની ભરેલી રકમ વ્યાજ સહ; દ્રવ્ય સંચય નિયમ મુજબ જેટલી રકમ જપ્તીને પાત્ર નથી તે; સરકારી નોકરોના વિમા ઉતારવા નિયમ મુજબ ભરેલી મનોતીની નક્ષાના ફાળાસહ;

૧૨. ફોજખાતાના નોકરોના સંબંધમાં તે ખાતાના નિયમથી કાંઈ યત્તા ઠરાવી હોય તો તે યત્તા;

૧૩. મજુરી કરનાર લોકોનો અને ખાનગી નોકરોનો મુશાહિરો અગર પગાર હોય તેનો બે તૃતિયાંશ હિસ્સો;

૧૪. છડી, પાલખી કે એવીજ બીજી કોઇ વસ્તુ તથા હાથી વિગેરે જાનવર સરકારમાંથી બહુમાન દાખલ મળેલાં હોય તે;

૧૫. ઉત્તરાધિકાર અથવા બીજો કેવળ અવલંબી અથવા કદાચ મળી શકે એવો હક્ક અગર હિતસંબંધ;

૧૬. ભવિષ્યનું અન્નવસ્ત્ર મળવાનો હક્ક;

૧૭. તોડા ગિરાસ વિગેરે બાબો માટે કોઈ ખાતાએ હજૂર મંજુરીથી ઠરાવ્યું હોય તે;

૧૮. દેણદાર જમીનનું મેહેસુલ આપવાને પાત્ર હોય તો, બાકી વસૂલ કરવા સારૂ તે દેણદારને લાગૂ હોય એવા કોઇ પણ કાયદાની રૂએ જે જંગમ મિલકત વેચવાને પાત્ર નથી એવું ઠરાવ્યું હોય તેની જંગમ મિલકત;

૧૯. મજૂરી કરનાર લોકોનો અને ઘરનું કામકાજ કરનાર નોકરોનો મુશાહિરો અગર પગાર રોકડ કે ઐનજીન્સી.

ઉપર જણાવેલી મિલકતની જપ્તી થઇ શકતી નથી તેમ વેચી શકાતી નથી.

હુકમનામા ઉપરથી ભરવાના પૈસા હુકમનામું બજાવવાનું કામ જે ન્યાયાધિશીનું હોય તે ન્યાયાધિશીમાં અગર ન્યાયાધિશી બહાર હુકમનામાવાળાને અગર હુકમનામું કરનારી ન્યાયાધિશી ફરમાવે તેવી રીતે ભરી શકાય છે, પણ **કચેરીમાં પૈસા ભરવા તે બધાથી વધારે સહીસલામત છે. હુકમનામાવાળાને પૈસા ભરવા તો પાવતી લેવી, જેથી નાહક તકરાર વધે નહી.**

હુકમનામાનો થોડો અગર બધો નિકાલ થયો હોય તો નિકાલ થયાની તારીખથી વાદીએ કે પ્રતિવાદીએ ત્રણ **માસમાં કચેરીમાં જાહેર કરવું. મુદત વીતે પ્રતિવાદીની તે હકીકત બજાવણીમાં જોવાતી નથી.**

પૈસા આપવાનું હુકમનામું કરતી વખતે પ્રતીવાદી ન્યાયાધિશીના મકાનમાં હાજર હોય તો તેને પકડીને હુકમનામું બજાવવાની **મોંહાની અરજ વાદી કરી** શકે છે. તે શિવાયના પ્રસંગે લેખી બજાવણી દરખાસ્ત આપવી પડે છે.

મુલકી ખાતાના દફતરમાં નોંધાયેલી હોય એવી જમીન જપ્તીમાં લેવી હોય તો પહાણીપત્રકની નકકલ દરખાસ્ત સાથે રજુ રાખવી.

મિલકત ઉપર તેમ જાત ઉપર એકી વખતે બજાવણી કરવાની દરખાસ્ત આપી શકાય, પણ ન્યાયાધિશીને યોગ્ય લાગેતો જાત ઉપર અને મિલકત ઉપર એકી વખતે બજાવણી કરવાની ના પાડવાનો અથવા મિલકત ઉપરની બજાવણી કરતાં પહેલાં જાત ઉપરની બજાવણી કરવાની ના પાડવાનો અધિકાર છે.

જપ્ત થયેલી મિલકત બાબત ત્રાહિતનો દાવો હશે તો તેણે **જપ્તી ઉઠાવવા અરજ કરવી જોઇએ, અને મિલકતનું વેચાણ મુલતવી રાખવા સાદા કાગળ ઉપર અરજી કરવી.** હક્ક સાબીત કરવામાં આવે તો જપ્તી ઉઠાવવામાં આવે છે.

**ન્યાયાધિશીની પરવાનગી વગર હુકમનામું ધારણ કરનારે લિલામમાં માગણી કરવી નહી કે ખરીદ કરવી નહી.**

**વેચાણ સંબંધી કામ કરનાર અમલદાર લિલામમાં માગણી કરી શકે નહિ.**

હુકમનામાની રકમ ઉભી કરવા માટે સ્થાવર મિલકતનું વેચાણ મુલતવી રાખવા પ્રતિવાદી અરજ કરી શકે છે. ન્યાયાધિશીને વ્યાજબી લાગેતો વેચાણ મુલતવી રાખી શકે છે.

સ્થાવર મિલકતનું લિલામ થાય તેમાં ખરીદદારે તરતજ પચીસ ટકા અનામત મુકવા પડે છે અને બાકીની રકમ વેચાણની તારીખ બાદ કરીને પંદરમે દિવસે ભરવી પડે છે. પંદરમે દિવસે રજા અગર રવિવાર હોય તો, પંદરમા દિવસ પછી પહેલ વહેલી જે દિવસે કચેરી ઉઘડે તે દિવસે ભરવી જોઇએ. આ પ્રમાણે ન ભરાય તો ફરી વેચાણ થાય છે, અને અનામત રકમ વેચાણનું ખરચ બાદ કરી સરકાર દાખલ થઈ શકે છે.

સ્થાવર મિલ્કત કબજે લેવાના હુકમનામાવાળાને અથવા ખરીદદારને કબજો લેતાં કોઈ હરકત કરે તો ન્યાયાધિશીમાં તે અરજી કરી શકે છે, અને ન્યાયાધિશીને ખાત્રી થાય કે દેણદાર કે તેની ઉશ્કેરણીથી અટકાવ થાય છે તો કબજો સોંપવા હુકમ કરી શકે છે, અને તેમ છતાં પણ અટકાવ થાય તો અરજદારની માગણીથી **ત્રીસ દિવસ કરતાં વધારે નહી** એટલી મુદત સુધી અટકાવનારને દિવાની તુરંગમાં અટકમાં રાખવા હુકમ થાય છે. જો શુદ્ધબુદ્ધિથી પોતાનો કબજો હોવા વિષે દાવો રાખીને અટકાવ કર્યો હોય તો અરજદારની અરજ નામંજુર થાય છે.

હુકમનામાના દેણદાર શિવાય બીજા સખસનો કબજો, હુકમનામાવાળાએ અથવા ખરીદદારે લેઇ લીધો હોય તો કબજો પરત લેવા અરજી કરી શકાય છે, અને પોતાનો હક્ક સાબીત કરવામાં આવે તો કબજો પાછો મળી શકે છે.

પ્રતિવાદીને કેદમાં બેસાડવાની વાદીની માગણી હોય તો, દિવાની તુરંગમાં શા માટે ન મોકલવો, તેનું સુચનાપત્ર કાઢવામાં આવે છે, પરંતુ સોગનનામાથી કે બીજી રીતે ન્યાયાધિશીની ખાત્રી થાય કે હુકમનામાની બજાવણીમાં ઢીલ થાય તેટલા સારૂ દેણદાર નાશી જવાનો કે ન્યાયાધિશીની હકુમતમાંથી જતો રહેવાનો સંભવ છે તો સુચનાપત્ર કાઢવામાં આવતું નથી. આવી રીતે સુચના પ્રમાણે પ્રતિવાદી ન્યાયાધિશીમાં હાજર થાય અગર પકડાઇ આવે ત્યારે હુકમનામાવાળાનું જે કહેવું હોય તે ન્યાયાધિશી સાંભળે છે તથા દરખાસ્તની પૃષ્ટીમાં તે જે પુરાવો આપે તે લે છે અને પછી પ્રતિવાદીને દિવાની કેદમાં કેમ મોકલવો નહી તેનું કારણ બતાવવાની તક પ્રતિવાદીને આપવામાં આવે છે. આવી ચોકસી દરમ્યાન પ્રતિવાદીને ન્યાયાધિશીના અમલદારના પહેરામાં રાખવાનો કે હાજર જામીન ઉપર છોડવા હુકમ થાય છે.

**હુકમનામાનો દેણદાર બજાવણીમાં હરકત કે ઢીલ કરવાના હેતુથી** નાશી જવાનો કે ન્યાયાધિશીની હકુમતની સ્થળ સીમા છોડી જવાનો સંભવ છે કે વાદીએ ફરિયાદ કર્યા પછી દેણદારે પોતાની મિલ્કતનો કોઈપણ ભાગ અપ્રમાણિકપણાથી બીજાના નામે કરી આપેલો છે, છુપાવેલો છે અથવા ખસેડેલો છે અથવા પોતાની મિલ્કતના સંબંધમાં બદદાનતથી કંઇ કૃત્ય કર્યું છે, અથવા હુકમનામાની રકમ કે તેનો મોટો ભાગ આપવા માટે દેણદાર પાસે સાધન છે કે હુકમનામાની તારીખ પછી તેને તેવું સાધન પ્રાપ્ત થયું છે છતાં તે આપતો નથી, કે આપવામાં ગફલત કરે છે કે તે આપવાની તેણે ના પાડી છે કે આપવામાં ગફલત કરી છે અથવા જે રકમ માટે હુકમનામાનો દેણદાર જુમ્મેદાર તરીકે હિસાબ આપવા બંધાયેલો છે તે રકમ માટેનું હુકમનામું છે **એવી ન્યાયાધિશીની ખાત્રી થયા શિવાય** હુકમનામાના દેણ-દારને કેદમાં રાખવાનો હુકમ થતો નથી.

હુકમનામાની ભરપાઇ કરવા માટે, દેણદારને અટકાવી રાખ્યાનો હુકમ કર્યા પહેલાં પંદર દિવસથી વધારે નહી એટલી મુદત ન્યાયા-ધિશી આપે છે. તે મુદત સુધી હાજર જામીન ઉપર છોડે છે.

ન્યાયાધિશીના તાબામાં અવેજ હોય અને તે અવેજ ન્યાયા-ધિશીના તાબામાં આવતાં પહેલાં તેજ હુકમનામાના દેણદાર સામે થયેલા પૈસા બાબતના હુકમનામાં બજાવવાને એક કરતાં વધારે સખસોએ જે ન્યાયાધિશીના તાબામાં અવેજ હોય તે ન્યાયાધિશીને દરખાસ્તો કરેલી હોય અને તેમના હુકમનામાની ભરપાઇ નહી થઇ હોય તો, વસુલ કરવાનું ખર્ચ બાદ કરીને બાકી રહે તે સર્વ સખસોને ફાળે પડતો વહેંચી આપવામાં આવે છે **આને વરાડ કહે છે.**

---

# દિવાની નિયમ વિષે.

દિવાની ન્યાયાધિશી રવિવાર કે જાહેર તહેવારને દિવસે કામ ચલાવતી નથી, પણ ખાસ કારણ હોય અને **પક્ષકારો સંમતિ આપે** તો ચલાવે છે. જો તે રીતે કામ ચલાવે તો તેની નોંધ કરવામાં આવે છે.

ન્યાયાધિશીની માત્ર મહેરબાની મેળવવા માટે, કે જે બાબતો તદ્દન ન્યાયાધિશીની મરજી ઉપર છે એવી બાબતો માટે અરજ કે દરખાસ્ત કરવાની હોય તો મોંઢેથી કરી શકાય છે. તે શિવાયની બાબતો માટે લેખી અરજ કે દરખાસ્ત કરવી પડે છે.

ગિરાસ કે તે સંબંધી હક્ક સ્થાપન કરવાની, કે વતનની જમીન, કે રોકડ અવેજના એવા પ્રકારની ધારણ કરેલી ચાકરિયાત જમીન, કે રોકડ અવેજ સંબંધી ફરિયાદ **બારખળી ખાતાની** પરવાનગી વગર દાખલ થતી નથી. પણ ચાકરિયાત જમીન તેના ધારણ કરનાર પાસેથી પડાવી લેવામાં આવે તો કબજો પાછો મેળવવા ફરિયાદ કરવા પરવાનગીની જરૂર નથી.

ઈનામી ગામો તથા તે ખાલસામાં લીધાં હોય તો બાંધી આપેલી રકમ બાબત, દેવસ્થાન, પીરસ્થાન, સાર્વજનિક ઉપયોગ, ઇનામી કમિટીવાળી વાંટા ગિરાસ તથા નકરી, અમરેલી પ્રાંતના મુળ ગિરાસ, ધર્માદાય ચાકરી, વતન, સરકાર ચાકરી એટલા પ્રકારની જમીનો બદલ, રોકડ હકક એટલે વતન, વર્ષાસન, સર્વ પ્રકારની નિમણૂકો, આસામીઓ વિગેરે બદલના હકકો સંબંધી ભાગ પાડવાની, માલકી ઠરાવવાની, કબજો મેળવવાની, ચઢેલો અવેજ આખો કે તેનો ભાગ લેવાની, અગર એવાજ પ્રકારની બીજી ફરિયાદો તેવી મિલ્કત કે હક્કો ભોગવનાર વિરૂદ્ધ બારખલી ખાતાની પરવાનગી વિના લેવામાં આવતી નથી. દેવસ્થાન, પીરસ્થાન,

ઇનામી કમિટીવાળી વાંટાગિરાસ તથા નકરી, અમરેલી પ્રાંતના મુળ ગિરાસ, ધર્માદાય, ચાકરી, ગિરાસ, વાંટા અને વતન એવા સદરે ચાલતી **જમીન સિવાય** તમામ પ્રકારની **બારખળી જમીન બાબત** પરવાનગીની જરૂર નથી. બારખળી જમીનના ધારણ કરનારને બીજા લોકો ઉપર દાણ લેવા કે કબજો લેવા ફરિયાદ કરવી હોય તો પણ પરવાનગીની જરૂર નથી.

બારખળી જમીન બદલ ફરિયાદ કે બજાવણી દરખાસ્ત કરનારે મુલકી ખાતામાંથી બારખળી પત્રકનો ઉતારો માંગી રજુ કરવો પડે છે.

ઈનામી ગામ, વતન, રોકડ, નિમણૂંક, પેન્શન એ બાબતોની ફરિયાદો કરવા બદલ બારખળી અધિકારીની, તથા વતન સિવાય સર્વે પ્રકારની બારખળી જમીન બદલ હરેક પ્રકારની ફરિયાદ કરવા બારખળી અધિકારીની કે તેમના મદદનીશની સહીનો દાખલો રજુ કરવામાં આવે તો તે માન્ય રાખવામાં આવે છે.

બાંહેધરીવાળા ઠાકોર ગિરાસીયાઓના આ રાજ્યમાં આવેલા વાંટામાં મુલકી વહિવટ ચલાવવા મળેલા અધિકાર મુજબ તેઓ અગર તેમના કામદાર કે પોલીટીકલ એજન્ટ તરફથી નીમાયેલા જપ્તીદાર કે મેનેજર અથવા ઉપર જણાવેલા કોઇ સખસના હુકમથી કામ કરનાર કોઇ સખસે તે અધિકાર ચલાવતાં શુદ્ધબુદ્ધીથી જે કાયદેસર કામ કર્યું હશે તે બદલ હુજુરની પ્રથમ મંજુરી મેળવ્યા વગર ફરિયાદ ચાલશે નહી.

બાંહેધરીવાળા વાંટા અને ગિરાસની જમીન સંબંધી કબજાની તથા ગણોતની ફરિયાદો; ખંડણીદાર તેમજ બિન ખંડણીદાર બાંહેધરીવાળા ગિરાસીયાઓની અરસપરસ પોતાની વચ્ચેની, તેમજ તેમની અને બીન બાંહેધરીવાળા સખસો વચ્ચેની ફરિયાદો ચલાવવા **પરવાનગીની જરૂર નથી.** પરંતુ આ રાજ્યના કૃત્યથી બાંહેધરી-

વાળા હકકોને બાધ આવતો હોય તો જે ફરિયાદોમાં ફકત **આ રાજ્ય વિરૂદ્ધ** દાદ માગવાની હોય તેવી ફરિયાદો ગિરાસ કોર્ટમાં ચાલે છે. બાંહેધરીવાળા ખંડણીદાર ગિરાસીયાઓની બાંહેધરીવાળી પરચુરણ બાબતો વિરૂદ્ધ **ખાનગી સખસો** વાંધો ઉઠાવે ત્યારે તેવા ગિરાસીયાઓએ ગિરાસ કોર્ટમાં ફરિયાદ કરવી પડે છે.

બ્રિટિશ હિંદુસ્થાનની દિવાની ન્યાયાધિશીઓમાં ફરિયાદ કરતાં પહેલાં, જે ખંડણીદાર બાંહેધરીવાળા ગિરાસીયા વિરૂદ્ધ નામદાર હિંદુસ્થાન સરકારની કે તેમણે અધિકાર આપેલા સ્થાનિક સરકારની પરવાનગીની જરૂર છે એમ બ્રિટિશના દિવાની નિબંધમાં ઠરાવેલું છે **તેમના વિરૂદ્ધ** બાંહેધરોવાળા વાંટાને ગિરાસની જમીન અથવા રોકડ ગિરાસ સંબંધી દિવાની ન્યાયાધિશીમાં ફરિયાદ હુજુરની કે હુજુર જે અમલદારને અધિકાર આપે તેમની પ્રથમ લેખી પરવાનગી વગર ચાલતી નથી.

નામદાર મુંબઈ સરકારે પોતાની રાજકીય દેખરેખ નીચેની મિલ્કત સંબંધી બાંહેધરીવાળા ખંડણી ગિરાસીયાઓનો જે વારસ કબુલ રાખેલ હોય તેના કાયદેસરપણા બાબત આ રાજ્યમાં આવેલી મિલ્કત બાબત આ રાજ્યની ન્યાયાધિશીઓ વાંધો લેતી નથી.

જે ફરિયાદો બદલ પરવાનગીની જરૂર છે એમ ઉપર બતાવ્યું છે તેવી ફરિયાદોમાં પરવાનગી રજૂ થઈ ન હોય તો તેટલાથીજ તે ફરિયાદ કાઢી નાંખવામાં આવતા નથી પણ પરવાનગી લાવવા તક આપવામાં આવે છે.

આબરૂદાર ગૃહસ્થો, મોટા વેપારી, સરાફ શાહૂકાર, વકીલ વિગેરેને દરરોજ **સવા રૂપિયા** પ્રમાણે ભથ્થું મળે છે અને આગગાડીથી મુસાફરી તેઓ કરે તો જે વર્ગમાં મુસાફરી કરતા હોય તે પ્રમાણે તેમને પહેલા બીજા કે ઈન્ટર કલાસનું ભાડું મળે છે, અને પગરસ્તાની મુસાફરીમાં થયેલો ખર્ચ મળે છે. સાધારણ અગર

મધ્યમ સ્થિતીના ગૃહસ્થો, વેપારી, સરાફ શાહૂકાર વિગેરેને **બાર આના** પ્રમાણે ભથ્થું અને થર્ડ કલાસ રેલ્વે ભાડું મળે છે, કારીગર લોકોને **આઠ આના** અને હલકી સ્થિતીના લોકોને **છ આના** ભથ્થું અને થર્ડ કલાસ રેલ્વે ભાડું મળે છે- મુસાફરી કરવામાં જે વખત જાય તેનું ભથ્થું મળે છે.

સરકારી નોકરને જે ન્યાયાધિશીમાં તે નોકર હોય તેજ ન્યાયાધિશીમાં સરકારી નોકરના નાતાથી સાક્ષી માટે બોલાવ્યો હોય તો **તેને ભથ્થુ મળતું નથી.**

આંગળાની છાપ ઓળખનાર નિષ્ણાતને **ભથ્થા ભાડા ઉપરાંત** રૂપિયા ૩ થી ૧૦ સુધી અને વૈદ્યકીય ધંધો કરનાર કે હસ્તાક્ષર ઓળખનાર વિગેરે પ્રકારના નિષ્ણાતને રૂપિયા ૫ થી ૨૫ સુધી દસ્તુરી યોગ્ય લાગે તેટલી ન્યાયાધિશી અપાવી શકે છે.

સાક્ષીદાર ગેરહાજર રહેવા ટપાલમાં અરજ કરે તો ન્યાયાધિશી તે સાંભળતી નથી, વકીલ કે પક્ષકારે તેવો અરજ કરવો જોઇએ.

હુકમનામું બજાવવા વાદી દરખાસ્ત આપે તો રૂ. ૨૫) અગર તેની અંદરની રકમ વસુલ કરવા માટેની હોય તો **બે આના**, રૂ. ૨૫ ઉપરાંત અને રૂ. ૫૦ સુધી **ચાર આના**, રૂ. ૫૦ ઉપરાંત અને રૂ ૭૫ સુધી **છ આના**, રૂ. ૭૫ ઉપરાંત અને રૂ. ૧૦૦ સુધી **આઠ આના**, રૂ. ૧૦૦ ઉપરાંતની રકમ માટે **એક રૂપિયો**, કબજાની દરખાસ્ત માટે **એક રૂપિયો**, સ્થાવરની દરખાસ્ત હોય અને દરખાસ્તની રકમ રૂ. ૨૫૦ સુધી હોય તો **એક રૂપિયો**, રૂ. ૨૫૦ ઉપરાંત અને રૂ. ૧૦૦૦ સુધી હોય તો **બે રૂપિયા**, રૂ. ૧૦૦૦ ઉપરાંત માટે **ત્રણ રૂપિયા**, સ્થાવરની બજાવણીમાં મિલ્કતનું લિલામ થયા પછી મિલ્કતનો કબજો મળવા માગણી હોય તો **એક રૂપિયો** એ પ્રમાણે ' **બજાવણી ફંડ** '

તરત ભરવું પડે છે, પરંતુ હરાજી કે જપ્તી કરવા કારકુન સીપાઇને બહારગામ જવાનો પ્રસંગ આવવાનો ન હોય તેવા કામોમાં એટલે કે માત્ર વરાડની દરખાસ્ત હોય, માત્ર મનાઈ હુકમથી જપ્તી કરવાની હોય, કે ન્યાયાધિશીના સદર સ્ટેશનમાંજ બજાવણી કરવાની હોય તો બજાવણી ફંડ ભરવું પડતું નથી

જપ્તી કરવા જતાં પહેલાં દરખાસ્ત નિકાલે જવાનો પ્રસંગ આવે તો બજાવણી ફંડ વાદીને પાછું મળે છે.

એકજ દરખાસ્તમાં સ્થાવર અને જંગમ મિલ્કત જપ્ત કરવા અગર એક કરતાં વધુ માગણીઓ કરવામાં આવે તો દરેક બાબત માટે જુદુ જુદુ બજાવણી ફંડ લેવામાં આવતું નથી, પણ માગણીની બાબત પૈકી જેને માટે વધારે રકમ ઠરાવેલી હશે તે પ્રમાણે બજાવણી ફંડ ભરવું પડે છે.

હુકમનામાવાળાએ લિલામમાં માગણી કરવી હોય તો પરવાનગીની અરજ, પરવાનગી આપવામાં ન આવે તો ફાયદાકારક વેચાણ થશે નહી તેના કારણ સહ સોગનનામામાં જણાવી કરવી જોઇએ. આવી અરજીમાં જો પોતાના નામે લિલામ મંજુર થશે તો ખરીદીની રકમની હુકમનામા કે હુકમમાં પોતે ભરપાઈ કરી આપશે, તથા જો એક કરતાં વધારે હુકમનામાવાળાનો લિલામમાં ઉપજેલી રકમ ઉપર ફાળો મેળવવાનો હોય તો લિલામની રકમ, દેણદાર પાસે સરકારનું લહેણું હોય તો તેટલી રકમ, અને હુકમનામાની રકમ કરતાં ખરીદીની રકમ વધારે થાય તો વધારાની રકમ ન્યાયાધિશીમાં રોકડ ભરવાની કબુલત આપવી પડે છે. પંચકયાસની કિંમતથી ઓછી નહી એટલી રકમથી માગણી કરવાની શરતથી પરવાનગી મળે છે.

---

# ખેડુત કર્જ નિયમન નિબંધ તથા નિયમ વિષે.

શ્રીમંત સરકારે આ રાજ્યમાંના ખેડુતો બહુ દેવાદાર થયા છે એ વાત ધ્યાનમાં લેઇ તેમને કાંઇક અંશે રાહત મળે એ હેતૂથી આ કાયદો કૃપાવંત થઈ મંજુર કર્યો છે.

"ખેડુત" એટલે જે સખસ ફરિયાદ દાખલ થયાની તારીખે આ રાજ્યમાંની કોઇપણ જમીન કોઈપણ હક્કથી જાતે ખેડતો હોય, કે એવી જમીનમાં પોતે ખેતીનું કામ કરતો હોય, કે મજૂરો કામે લગાડી એવી જમીનમાંથી ઉત્પન્ન મેળવતો હોય, કે કેવળ એવી જમીનનું ઉત્પન્ન આવક તરીકે ધરાવતો હોય અને જેનું ખેતીનું વાર્ષિક ઉત્પન્ન રૂપિયા ૭૫૦ થી વધારે ન હોય, કે જેની સઘળા પ્રકારની વાર્ષિક આવક રૂપિયા ૭૫૦ થી વધારે ન હોય અને તે પૈકી ખેતીનું ઉત્પન્ન ⅔ કરતાં ઓછું ન હોય **તે સખસ આ નિબંધ જોગ ખેડુત ગણાય છે.**

ખેતીનું વાર્ષિક ઉત્પન્ન ગણુતી વખતે, જો સરકાર આકારવાળી જમીન હોય તો તેનો જે વેરો સરકારમાં ભરવો પડતો હોય તેના સાડાત્રણ પટથી જે રકમ થાય તે ખેતીનું વાર્ષિક ઉત્પન્ન ગણાય છે. દાખલા તરીકે જો એક ખેડુતને વાર્ષિક રૂા. ૧૦૦) સરકાર આકારવાળી જમીનનો વેરો ભરવો પડતો હોય તો તે ખેડુતને વાર્ષિક રૂા. ૩૫૦) ખેતીનું ઉત્પન્ન થાય છે એમ ગણાય છે.

ખેડુતે પોતાના ઘરના ઉદ્યોગ માટે જાનવરો રાખેલાં હોય તો તે જાનવરોથી તેને જે ઉત્પન્ન મળતું હોય તે ઉત્પન્ન, ખેડુતનું ઉત્પન્ન નકકી કરવામાં હિશાબમાં લેવામાં આવતું નથી.

"ફરિયાદ" એટલે ખેડુતને ધીરેલાં કે આપેલાં કે તેના વતી આપેલાં નાણાં ઉપરથી, અગર તેને વેચેલા માલની કિંમત ઉપરથી, અગર તેના અને તેના લહેણુદાર વચ્ચે નકકી થયેલા હિસાબ

ઉપરથી, અગર ઉપર જણાવ્યું છે તે શિવાય નાણાં આપવા બાબતના લેખી કે મોંઢાના કરાર ઉપરથી કોઇ ખેડુત **તરફ જે રકમ લહેણી નિકળતી હોવાનું કહેવામાં આવતું હોય તે વસૂલ કરવા માટેની ફરિયાદ,** અગર ખેડુતે જમીન ગિરો મૂકેલા હોય તે જમીન છોડાવવા, વેચવા, ગિરોમાંથી છોડાવવાનો હક્ક બંધ કરાવવા, કે પ્રતિવાદી ખેડુત લહેણું પતી ગયું છે એવી તકરાર બતાવે, કે હિસાબે નીકળતું લહેણું આપવાની તૈયારી બતાવે તેવા ખેડુતના કબજામાંથી કબજાગિરોના હક્કથી **ગિરોદારે જમીન કબજામાં લેવા માટેની ફરિયાદ,** અગર ખેડુત લહેણદેણનો હિસાબ કરાવી લહેણદારનું લહેણું કેટલું નીકળે છે તે નક્કી કરવા સારૂ, કે પોતાને લહેણામાંથી મુકત કરવાનો ઠરાવ થવા સારૂ કરે તે ફરિયાદ.

ખેડુત અને લહેણદાર વચ્ચે વ્યાજનો દર ઠરાવેલો હોય તે મુજબ વ્યાજ અપાવાય છે પણ કોઈપણ સંજોગોમાં **નવ ટકાથી** વધારે વ્યાજ અપાવાતું નથી.

ખેડુતે જમીન ગિરો મૂકેલો હોય તે જમીન ખેડુતના કબજામાંથી કબજાગિરોના હક્કથી ગિરોદારે જમીન કબજામાં લેવા ફરિયાદ કરેલી હોય અને તેમાં પ્રતિવાદી ખેડુત લહેણું પતી ગયું છે એવી તકરાર બતાવે, કે હિસાબે નીકળતું લહેણું આપવાની તૈયારી બતાવે **આવી ફરિયાદ શિવાયની** ખેડુત પક્ષકાર હોય તેવી ફરિયાદમાં હિસાબ અંતે ખેડુત દેણદાર પાસે જેટલી રકમ બાકી નીકળે તેટલા પુરતી વાદીને ફરિયાદ અરજીની ન્યાયાધિશીની લાગત પાછી મળે છે. ખેડુત દેણદારની કબૂલતથી, કે બન્ને પક્ષે કરેલા કરારદાદથી જે રકમ બાકી નીકળે તેટલા પુરતી પણ વાદીને ફરિયાદ અરજીની ન્યાયાધિશીની લાગત પાછી મળે છે. આવી પાછી મળેલી લાગતની રકમ હુકમનામાના ખર્ચમાં આકારાતી નથી. દેણદારની વર્તણુક ત્રાસદાયક જણાશે તો ઉપર જણાવેલી

રાહત આપવા ન્યાયાધિશી ના પાડી શકે છે. લાગત પાછી આપવાનો હુકમ કર્યા પછી વિવાદની મુદત ગયા શિવાય અને વિવાદ થાય તો તેનો નિકાલ થયા શિવાય દાખલો મળતો નથી. દાખલો આપવાનો હુકમ થયો હોય તો વિવાદ, તપાસણી અરજ વિગેરે થયો ન હોય તો હુકમની તારીખથી અને વિવાદ, તપાસણી અરજ વિગેરે થયો હોય તો નિકાલની તારીખથી છ **માસની** અંદર દાખલો મળવા અરજી કરવી જોઇએ. તે મુદત પછી અરજી કરવામાં આવે તો દાખલો મળે નહી.

દરેક ફરિયાદમાં દેણદાર ખેડુત છે કે નહી તે વિષે પક્ષકારોએ સ્પષ્ટ '**ખેડુત છે અગર નથી**' એમ જણાવવું. ખેડુત હોવા વિષે તકરાર હોય તો પ્રથમ તેનો નિકાલ થાય છે. અવલ ન્યાયાધિશી દેણદાર ખેડુત છે કે નહી તે વિષે જે નિર્ણય કરે તેના ઉપર વિવાદ કે તપાસણી અરજ ચાલતો નથી. તેમનો નિર્ણય આખરનો ગણાય છે.

કોઈ ફરિયાદમાં માગણાની રકમ કબૂલ કરવામાં આવે, અને ન્યાયાધિશી તે કારણોની નોંધ કરી એમ માને કે કબૂલત ખરી છે અને બરાબર સમજીને દેણદારે તે કરેલી છે **આ શિવાયના પ્રસંગે તકરારી ફરિયાદોમાં બાર વર્ષ સુધીનો હિસાબ ન્યાયાધિશી તપાસે છે.**

મુદ્દલ અને વ્યાજનો હિસાબ જુદો જાદો લેવામાં આવે છે.

મુદ્દલના હિસાબમાં દેણદારને જે નાણાં ખરેખરાં મળેલાં હોય કે તેણે લીધેલાં હોય તે અને તેણે જે માલ લીધો હોય તેની કિંમતની રકમ તેના ખાતે ઉધારવામાં આવે છે.

વ્યાજના હિસાબમાં, દેણદારને ખાતે મુદ્દલની લહેણી પડતી બાકી રકમ ઊપર ન્યાયાધિશી અપાવે તે વ્યાજના દરે સાદું વ્યાજ ઉધારવામાં આવે છે.

દેણુદારે કે તેના વતી બીજાએ લહેણુદારને કંઈ પણ નાણાં વસુલ આપેલ હોય તે તથા માલ, નફો, નોકરી કે દરેક પ્રકારનો બીજો લાભ લહેણુદારે મેળવ્યો હોય તે **પ્રથમ વ્યાજના હિસાબમાં,** અને તેવી રકમ તે વખતે ચઢેલું વ્યાજ ચુકતે થાય તે કરતાં વધારે હોય તો, મુદ્દલના હિસાબમાં જમા કરવામાં આવે છે.

ફરિયાદ કર્યાની તારીખે એવા બન્ને હિસાબ ઉપરથી જે રકમ લહેણી પડે તેને લહેણી રકમ ગણવામાં આવે છે, પરંતુ વ્યાજ ખાતે લહેણી પડતી રકમ મુદ્દલ ખાતે લહેણી પડતી રકમ કરતાં વધારે થતી હોય તો મુદ્દલની બમણી રકમને લહેણી પડતી રકમ ગણવામાં આવે છે.

જો ફરિયાદમાં દેણુદારની તકરાર ખેડુત હોવા વિષે કે લહેણી રકમ વિષે માત્ર હોય તો તે કામે ન્યાયાધિશી દેણુદાર ખેડુત હોવાનો નિર્ણય કર્યા પછી લહેણું નક્કી કરી હુકમનામું કરે છે, હુકમનામું થયાની તારીખથી બે માસની મુદત અંદર હુકમનામાવાળાને આપવા માટે ન્યાયાધિશીમા રકમ ભરવામાં આવે તો કેટલી રકમ ભરવી પડશે તે નકકી કરવામાં આવે છે. જો બે માસમાં ભરવામાં આવે તો વ્યાજના દરમાં ઘટાડો કરીને તા. ૧–૧–૩૦ પછીના મુદતનું વ્યાજ છ ટકા સુધી ન્યાયાધિશીને યોગ્ય લાગે તેટલું અપાવે છે.

ફરિયાદ દાખલ થયાની તારીખ પછીનું, તથા હુકમનામાની તારીખથી રકમ વસૂલ આવે તે તારીખ સુધીની મુદતનું વ્યાજ **છ ટકા કરતાં વધારે** ન્યાયાધિશી અપાવતો નથી.

બે માસની મુદતમાં રકમ ભરવા બદલ તજવીજ કરવાનો હુકમ કરવામાં આવ્યો ન હોય તેવા કામોમાં હુકમનામાની તારીખથી એક વર્ષની અંદર હુકમનામામાં અપાવેલી રકમ દેણુદાર રજૂ

કરે તો હુકમનામું કર્યાની તારીખ તથા વસુલ આવે તે તારીખ એ બંન્ને વચ્ચેની મુદ્દતનું વ્યાજ ત્રણ ટકા જેટલું ન્યાયાધિશી કરી શકે છે.

હુકમનામું થયાની તારીખથી છ વર્ષ કરતાં વધારે નહી એટલી મુદ્દતના હપ્તા ન્યાયાધિશી ખેડુત અરજ કરે તો તારણ કે જામીન લેઈ કરી આપે છે. હુકમનામું થયા પછી હપ્તાની અરજ હુકમનામાની તારીખથી ત્રણ વર્ષની અંદર કરી શકાય છે.

તા. ૨૬–૧૨–૩૫ પહેલાં કોઈ ફરિયાદમાં ખેડુત પાસેથી હુકમ કે હુકમનામાની તારીખથી છ ટકાથી વધારે વ્યાજ અપાવ્યું હોય તોપણ તા. ૧–૧–૧૯૩૦ પછીનો મુદ્દત માટે છ ટકા પ્રમાણે ગણતાં જે રકમ થાય તેટલી રકમ માટેજ બજાવણી થઈ શકે છે.

લહેણદાર ખેડુત હોય તો પણ આ નિબંધ લાગૂ થાય છે.

આ નિબંધ પ્રમાણે ફરિયાદ, અરજ કે દરખાસ્ત દાખલ કરવામાં આવે તો મથાળે "ખેડુત કર્જ બાબત" એમ લખવું પડે છે.

વાદીએ પ્રતિવાદી અગર પોતે કયા વર્ણન મુજબનો ખેડુત છે તેની વિગત તથા ખેતીના તથા બીજા વાર્ષિક આવકનો ચોકકસ આંકડો બતાવવો જોઈએ.

ખેડુત હપ્તાની અરજ કરે તો તે અરજીમાં ખેડુતે ઉપરની માહિતી બતાવવી પડે છે.

વાદીએ ખેડુત બદલ જણાવેલી હકીકત ખેડુત પ્રતિવાદીને કબૂલ ન હોય, કે વાદીએ ખેડુત હોવાનું બતાવ્યું ન હોય તો પ્રતિવાદી પોતે કેવી રીતનો ખેડુત છે તથા કયી અને કેટલા આકારવાળી સરકારી જમીન ધારણ કરે છે અને જે જમીન પોતાના કબજામાં ન હોય તે કોના કબજામાં છે તે હકીકત અને વાર્ષિક ઉત્પન્ન કેટલું છે તે હકીકત પોતાના જવાબમાં જણાવવી જોઇએ.

બાર વર્ષ કે તે અંદરનો વ્યવહાર હોય તો વ્યવહારથી ફરિયાદની તારીખ સુધી, અને બાર વર્ષ ઉપરાંતનો વ્યવહાર હોય તો ફરિયાદની તારીખ પહેલાંના બાર વર્ષના વ્યવહારના મેળ અને ખાતાવહી જે હોય તેના ઉતારા ફરિયાદ સાથે વાદીએ રજુ કરવા પડે છે.

નીચે મુજબનું પત્રક પણ ફરિયાદ સાથે વાદીએ રજુ કરવું પડે છેઃ–

| તારીખ | ધીરાણ | વસુલ | | વસુલ વખતની બાકી | | વસુલ બાદ જતાં બાકી રકમ | |
|---|---|---|---|---|---|---|---|
| | ધીરેલા રૂપિયા | મુદ્દલ | વ્યાજ | મુદ્દલ | વ્યાજ | મુદ્દલ | વ્યાજ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

ગિરો બાબતના કામમાં લહેણુદારના કબજામાં હોય તે ગિરો મિલ્કત હુકમનામા પછી ખેડુતના કબજે પરત સોંપવાનો આખરનો હુકમ કરતી વખતે ગિરો મિલ્કતના ઉત્પન્નનો, તથા પ્રતિવાદીએ ભરેલા હપ્તાનો હુકમનામાની તારીખ પછીની મુદતનો હિસાબ ન્યાયાધિશી લે છે.

ખેડુતની મિલ્કત ગિરો હક્કથી લહેણુદારના કબજામાં હોય તે વખતે તેણે વ્યાજ તથા ઉત્પન્નનો હિસાબ રાખ્યો ન હોય, કે ચોખ્ખો અને ખરો રાખ્યો ન હોય તો, અગર ઉત્પન્ન ગિરોદારે રાખવું અને ગિરોની રકમનું વ્યાજ લેવું નહી એવો કરાર હોય આ પ્રસંગોએ ન્યાયાધિશી ગિરો મિલ્કતનું શું ઉત્પન્ન આવે તે નક્કી કરી હિસાબ લે છે.

# સંન્યાસદીક્ષા નિયામક નિબંધ વિષે.

સાધુ, સંન્યાસી, યતિ, યોગી વિગેરે પોતપોતાના ધર્મના અનુયાયીઓને સંન્યાસ દીક્ષા આપે છે તેમાં કોઇ કોઈ વાર દીક્ષા એટલે શું એ સમજે નહી એવાં કુમળીવયનાં બાળકોને પણ દીક્ષા આપવામાં આવે છે, તેથી મહાન અનર્થ થાય છે તે અટકાવવા શ્રીમંત સરકારે કૃપાવંત થઇ આ કાયદો ઘડી લોકોના ઉપર મહાન ઉપકાર કર્યો છે.

**"સંન્યાસ દીક્ષા"** એટલે કોઈપણ ધર્મના સંન્યાસી, યતિ, આચાર્ય વિગેરે કોઈ સખસને મંત્ર આપવાની, મુંડવાની, કફની ઓરાઢવાની અગર એવીજ બીજી શિષ્ય, ચેલો કે સાધુ બનાવવાની ક્રિયા કરીને પોતાના વર્ગમાં દાખલ કરે કે જેના પરિણામે તે સખસે **સંસારનો ત્યાગ કરેલો ગણાય** તેવી ક્રિયાને **સંન્યાસ-દીક્ષા** કહેવામાં આવે છે.

અઢાર વર્ષ પૂરાં થયાં ન હોય તેવા સખસને સંન્યાસદીક્ષા આપી શકાતી નથી, તેવા સખસને જે કોઇ સંન્યાસદીક્ષા આપશે કે તેવા કૃત્યમાં મદદગારી કરશે તેને એક વર્ષ સુધીની ગમે તે પ્રકારની કેદની તથા પાંચસો રૂપિયા સુધી દંડની શિક્ષા થશે. આ ગુન્હામાં જામીન લેઈ શકાય છે તથા પોલીસ પકડહુકમ વગર પકડી શકે નહી. આવા ગુન્હાનો ઇન્સાફ હકૂમતવાળા પહેલા વર્ગના ફોજદારી ન્યાયાધિશથી થઈ શકે છે, પરંતુ કામ ચલાવવાની પ્રાંત ફોજદારી ન્યાયાધિશ વર્ગ ૧ ની મંજુરી વગર કામ ચાલી શકતું નથી. આવી ફરિયાદ જે તે પ્રાંતના પ્રાંત ફોજદારી ન્યાયાધિશ વર્ગ ૧ તરફ **ગુન્હાની તારીખથી એક વર્ષની અંદર કોઈ પણ સખસ** કરી શકે છે. એક વર્ષમાં જો ફરિયાદ કરવામાં આવે નહી તો પછી તે દાખલ કરવામાં આવતી નથી

ફરિયાદ ખરી છે કે કેમ તેની ખાત્રી પ્રાંત ફોજદારી ન્યાયાધિશ વર્ગ ૧ તાંત્રિક ચોકસી કરી શકે છે. આવી ચોકસીમાં સાક્ષીઓની જુબાની તથા આરોપીઓનો ખુલાસો લઈ શકાય છે. આવી ચોકસી કર્યા પછી ખાત્રી થાય તો કામ ચલાવવાની પરવાનગી પ્રાંત ફોજદારી ન્યાયાધિશ વર્ગ ૧ આપવા હુકમ કરે છે અને ફરિયાદ તથા બનેલા કાગળો હકૂમતવાળા પહેલા વર્ગના સાધારણ ફોજદારી ન્યાયાધિશ તરફ મોકલી આપે છે. અને પહેલા વર્ગના ફોજદારી ન્યાયાધિશ ફરિયાદનો જે તે નિકાલ કરે છે.

આ નિબંધ વિરૂદ્ધ ગુન્હો બનતો હોય તે ઉપરાંત ફોજદારી નિબંધ વિરૂદ્ધનો પણ ગુન્હો બનતો હોય તો તે નિબંધ પ્રમાણે તે ગુન્હા બાબત ફરિયાદ કરવા આ નિબંધથી બાધ આવતો નથી.

અઢાર વર્ષ પૂરાં ન હોય તેવા સખસને સંન્યાસદીક્ષા આપી હશે તે સર્વ કારણ માટે નિરર્થક ગણાય છે, એટલે કે તેવી દીક્ષા અપાયેલા સખસને મળેલા કે ભવિષ્યમાં મળનારા વારસાઈના કે બીજા કોઇ પણ પ્રકારના કાયદેસર હક્કને બાધ આવતો નથી, તેમજ તેના આશ્રિતોનું ભરણપોષણ કરવાની કે બીજી કોઇ કાયદેસર જવાબદારીમાંથી તે મુક્ત થયેલો ગણાતો નથી.

---

# બ્રિટિશ હિંદુસ્થાનનો પંત્યાળા સંબંધી નિબંધ વિષે.

આ નિબંધ વડોદરા રાજ્યને લાગુ કરવામાં આવેલો છે.

**'પંત્યાળુ'** એટલે એ કે તેથી વધારે સખસો મળી કોઈ ધંધો ચલાવતા હોય કે તેમનામાંથી કોઈ પણ એક સખસ ધંધો ચલાવતો હોય અને તેનો નફો વહેંચી લેવાનો કરાર કર્યો હોય તેને પંત્યાળુ કહેવામાં આવે છે જે સખસોએ પંત્યાળુ કર્યું હોય તે દરેક **'પાંતીદાર'** કહેવાય છે, અને તે સઘળાને મળી **'પેઢી'** કહેવાય છે, અને જે નામથી તેઓ ધંધો ચલાવે તેને **'પેઢીનું નામ'** કહેવાય છે.

સંયુક્ત ધન વિશિષ્ટ મંડળના નોંધણી કામદાર એ આ નિબંધના કારણ સારૂ નોંધણી કામદાર ગણાય છે.

દરેક પેઢીની નોંધણી, નોંધણી કામદારને નીચે જણાવેલા નમુના પ્રમાણે પત્રક રૂપી અરજી કરી ટપાલ મારફત મોકલીને કે હાથોહાથ પહોંચાડીને કરાવી શકાય છેઃ—

મે૦ રા. રા. પેઢી નોંધણી અધિકારી સા૦
(વડોદરા રાજ્ય) મુાઃ **વડોદરા**

અમો નીચે સહીઓ કરનાર પાંતીદારો પેઢી તરીકે નોંધવા માટે આથી અરજ કરીએ છીએ અને તે માટે પંત્યાળા સંબંધી નિબંધ કલમ ૫૮ મુજબ હકીકત રજુ કરીએ છીએ કેઃ—

(૧) પેઢીનું નામ (૨) પેઢીના ધંધાનું સ્થળ કે મુખ્ય સ્થળ (૩) બીજે ઠેકાણે પેઢી કામ કરતી હોય તે સ્થળોનાં નામ (૪) દરેક પાંતીદારો પેઢીમાં જોડાયાની તારીખ (૪) પાંતીદારનાં પુરાં નામ ને કાયમનું ઠેકાણું (૬) પેઢીની મુદત.

ઉપર પ્રમાણે બરાબર હકીકત ભરવી અને તે પછી ઉપરની હકીકત ખરી છે એમ અમો પ્રતિજ્ઞા ઉપર જાહેર

**કરીએ છીએ** એમ લખી બધા પાંતીદારોએ કે આ કામ માટે ખાસ અધિકાર આપવામાં આવેલા આડતિયાઓએ પોતપોતાની સહીઓ કરવી. પેઢી નોંધાવવાની લાગત **રૂપિયા ત્રણ** મોકલવી પડે છે.

નોંધણી કામદાર **ખાત્રી કરી** પેઢી નોંધી લે છે.

પેઢી નોંધાવવામાં આવે નહી તો પાંતીદાર કે તેના વતી ફરિયાદ કરનાર સખસને, તે પેઢી વિરૂદ્ધ કે તે પેઢીના પાંતીદાર વિરૂદ્ધ રાજ્યમાન કરાર ઉપરથી ઉત્પન્ન થતો કે આ નિબંધથી મળેલો (સામા દાવાનો તથા બીજા કામોનો પણ) હક્ક અમલમાં લાવવા ફરિયાદ કરવા હક્ક નથી. તેમજ ત્રાહિત સખસ વિરૂદ્ધ પણ પેઢી કે તેના વતી બીજા કોઈને પણ એવો હક્ક અમલમાં લાવવા ફરિયાદ કરવા હક્ક નથી. જે પેઢીઓને ધંધાનું કોઈ પણ સ્થળ વડોદરા રાજ્યમા ન હોય તેને, તેમજ રૂ. ૧૦૦) અંદરના નાના દાવાની ન્યાયાધિશીમાં ચાલી શકે તેવી ફરિયાદ કે બજાવણી દરખાસ્તને ઉપરની હકીકત લાગુ નથી.

પેઢી બંધ પાડવા માટે કે બંધ પડેલી પેઢીના હિસાબ માટે કે બંધ પડેલી પેઢીની મિલ્કત વસૂલ કરવાના હક્ક અમલમાં લાવવાને માટે ફરિયાદ કરવા વાંધો નથી; તેમજ પાંતીદાર નાદાર થાય અને તેની મિલ્કત વસૂલ કરવા નિમેલા નિકાલ કરનાર, વસૂલદાર કે ન્યાયાધિશીના અધિકારને પણ બાધ આવતો નથી.

કોઇ પણ સખસને પેઢીઓની નોંધવહી નોંધણી કામદારની કચેરીમાં એક નોંધવહી જોવાના આઠ આના પ્રમાણે આપી જોવાની છૂટ હોય છે.

---

# ફોજદારી નિબંધ વિષે.

સાત વર્ષથી ઓછી ઉમ્મરનું બાળક ગુન્હો કરવા શકિતમાન નથી. એટલે તેવા બાળકને સજા થઈ શકતી નથી; પરંતુ બાળકની ઉમ્મર સાત વર્ષ અંદરની છે, એમ સાબીત કરી આપવું પડે.

સાત વર્ષ અને તેથી વધારે પણ બાર વર્ષથી ઓછી ઉમ્મરનું બાળક ગુન્હો કરવા શકિતમાન નથી એમ અનુમાન થાય છે; પણ જો તેનામાં ગુન્હો તથા તેનું પરિણામ સમજવા જેટલી અક્કલ હતી એમ **સાબીત કરવામાં આવે** તો પછી સજા થઈ શકે છે. ગાંડો માણસ ગુન્હો કરે તો તેને સજા થાય નહી, પરંતુ ગુન્હો કર્યાની વખતે તે ગાંડો હતો અને ગાંડપણમાં ગુન્હો કર્યો હતો એમ તેના તરફથી સાબીત કરી આપવું પડે; એમ સાબીત ન થાયતો પછી સજા થાય.

કેફી વસ્તુથી કેફ ચઢયો હોય, પણ તે કેફી વસ્તુઓ **તે ન જાણે તેમ** અથવા મરજી વિરૂદ્ધ ખવાડી હોય અને કેફમાં ગુન્હો કર્યો હોય તો પછી તે ગુન્હો ગણાય નહી; પરંતુ જો પોતાની મરજીથી કેફ કર્યો હોય તો ગુન્હો ગણાય અને શિક્ષા થાય.

ઘણા માણસોએ સામાન્ય ઇરાદો પાર પાડવાને, શિક્ષાને પાત્ર હોય એવું કામ કર્યું હોય તો, પોતે એકલાએજ તે ગુન્હો કર્યો છે, એમ સમજી દરેકને શિક્ષા થાય.

કાંઇ કાયદેસર કામ કરતાં, અકસ્માતથી કાંઇ થાય તો ગુન્હો થાય નહી.

ગુન્હા ત્રણ પ્રકારના છે. **અપરાધ, ગેરવર્તન અને ઉલ્લંઘન.**

જે ગુન્હા બાબત મોતની, કે સાત વર્ષની કે તે ઉપરાંતની કેદની શિક્ષા કરવા અધિકાર હોય તેને **અપરાધ** કહેવો; જે ગુન્હા

બાબત ત્રણ મહિનાથી વધારે નહી એવી મુદત સુધીની કેદની કે ફક્ત દંડની શિક્ષા કરવાનો અધિકાર હોય તેને ઉલ્લંઘન કહેવું: જે ગુન્હો અપરાધ કે ઉલ્લંઘન એ બેમાંથી એક પણ ન હોય, તેને ગેરવર્તન કહેવું.

## લોકની સમાધાનની વિરૂદ્ધ ગુન્હા.

'**કાયદા વિરૂદ્ધ મંડળી**' એટલે પાંચ કે વધારે સખસોની મંડળીનો સામાન્ય હેતુ એવો હોય કે શ્રીમંત સરકારને, કે સરકારી નોકરને બળ વાપરી કે તેવો ભય બતાવીને ડરાવવો, કે કાયદેસર હુકમ બજાવતાં સામે થવું, કે બિગાડ કે સાપરાધ પ્રવેશ કે બીજો ગુન્હો કરવો, કે કોઇ સખસ પાસે તેની મરજી વિરૂદ્ધ કંઇ કામ કરાવવું, આને કાયદા વિરૂદ્ધ મંડળી કહેવાય છે.

'કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભૂત' એટલે તેવી મંડળીમાં જે સખસ ઇરાદાપૂર્વક સામિલ થાય કે ચાલુ રહે તે.

કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભૂત હોય તેને **કલમ ૨૧૮** મુજબ છ માસની ગમે તેવી કેદ કે દંડ કે બન્ને શિક્ષા થાય છે. તેવો અંગભૂત પ્રાણઘાતક શસ્ત્ર ધારણ કરે તો **કલમ ૨૧૮** મુજબ બે વર્ષની ગમે તેવી કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

કાયદા વિરૂદ્ધ મંડળીને વિખરાઇ જવાનો કાયદેસર હુકમ થયો છે એમ જાણ્યા છતાં તે મંડળીમાં સામિલ થાય કે જારી રહે તેને **કલમ ૨૧૯** મુજબ બે વર્ષની ગમે તેવી કેદ કે દંડ કે બન્ને શિક્ષા થાય છે,

'**હંગામો**' એટલે કાયદા વિરૂદ્ધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે મંડળી કે તેનો કોઇ અંગભૂત બળ કે જુલમ વાપરે તો તે દરેક હંગામાનો ગુન્હો કર્યો છે એમ સમજવાનું છે. હંગામાનો ગુન્હો કરનારને **કલમ ૨૨૫ (૧)** મુજબ બે વર્ષની ગમે

તેવી કેદ કે દંડ કે બંન્ને થાય છે, આવો ગુન્હો કરવા પ્રાણઘાતક શસ્ત્ર ધારણ કરેલું હોય તો **કલમ ૨૨૫** (૨) મુજબ ત્રણ વર્ષની ગમે તેવી કેદ કે દંડ કે બંન્ને થાય છે.

**'બખેડો'** એટલે બે કે વધારે સખસો સાર્વજનિક જગ્યામાં એક બીજાની સાથે તકરાર કે ધક્કાધક્કી કે હડસેલી હડસેલા કરીને લોકની સુલેહનો ભંગ કરે તો તેઓએ બખેડો કર્યો એમ કહેવાય. બખેડો કરનારને **કલમ ૨૩૧** મુજબ એક મહિનાની ગમે તેવી કેદ કે સો રૂપિયા સુધી દંડ કે બન્ને સજા થાય છે,

***ટીપઃ***—ઉપરના ગુન્હા પોલિસ અધિકારના છે એટલે તેમાં પોલીસ પકડહુકમ વગર પકડી શકે છે.

## માણસના શરીર સંબંધી ગુન્હા.

ખુન કરનારને **ક. ૨૮૯ (૧)** મુજબ મોતની કે જન્મટીપની અને દંડની શિક્ષા થાય છે. જેને જન્મટીપની સજાનો હુકમ થયો હોય તે સખસ ખુન કરે તો ક૦ ૨૮૯ (૨) મુજબ તેને મોતની શિક્ષા થાય છે. શ્રીમંત સરકાર મહારાજા સાહેબનું ખુન કરનારને ક. ૨૮૯ (૩) મુજબ મોતની શિક્ષા અને તેની સર્વ મિલકત સરકાર દાખલ કરવાનો હુકમ થાય છે.

શિક્ષણીય મનુષ્યવધ કરનારને, જે કૃત્યથી મોત થયું હોય તે તેણે મોત આણવાના કે મોત થાય એવું શારીરિક નુકસાન કરવાના ઇરાદાથી કર્યું હોય તો ક. ૨૯૦ (ક) મુજબ જન્મટીપ કે ગમે તેવી દશ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે; જો તે કૃત્યથી મોત થવાનો સંભવ છે એમ જાણીને, પણ મોત આણવાના ઇરાદા વગર તે કર્યું હોય તો ક. ૨૯૦ (ખ) મુજબ ગમે તેવી દશ વર્ષ સુધીની કેદ કે દંડ કે બન્ને શિક્ષા થાય છે; જો તે કૃત્ય અવિચારનું કે ગફલતનું હોય તો ક. ૨૯૦ (ગ) મુજબ બે વર્ષ સુધીની ગમે તેવી કેદ કે દંડ કે બન્ને શિક્ષા થાય છે

**આપઘાત** કરવાની કોશિસ કરનારને ક. ૨૯૩ મુજબ એક એક વર્ષ સુધીની ગમે તેવી કેદ કે દંડ કે બન્ને થાય છે.

અરાઢ વર્ષથી ઓછી ઉમ્મરનો કે ગાંડો વિગેરે સખસ આપઘાત કરે તો તે આપઘાત કરવામાં જે સખસ મદદગારી કરે તેને ક. ૨૯૪ (ક) મુજબ મોતની કે જન્મટીપની કે દશ વર્ષ સુધીની ગમે તેવી કેદ અને દંડની શિક્ષા થાય છે. આ શિવાય બીજા પ્રસંગે આપઘાત કરવામાં મદદગારી કરનારને ક. ૨૯૪ (ખ) મુજબ દશ વર્ષ સુધીની ગમે તેવી કેદ અને દંડની શિક્ષા થાય છે.

**ગર્ભપાત** થાય એવું કૃત્ય બુદ્ધિપૂર્વક કરે તે સખસને ક. ૨૯૭ (ક) મુજબ ત્રણ વર્ષ સુધીની ગમે તેવી કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે. જો ગર્ભ સજીવ હોય તો સાત વર્ષ સુધીની ગમે તેવી કેદ અને દંડની ક. ૨૯૭ (ખ) મુજબ શિક્ષા થાય છે. **જે સ્રી પોતે પોતાનો ગર્ભપાત કરે તેને પણ ઉપર મુજબજ શિક્ષા થાય છે.**

સ્રીની રજામંદી વગર ગર્ભપાત થાય એવું કૃત્ય કરનારને ક. ૨૯૮ મુજબ જન્મટીપ કે ગમે તેવી દશ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

મારામારી કરનારને ક૦ ૩૧૦ મુજબ ગમે તેવી બે માસ સુધીની કેદ કે સો રૂપિયા સુધી દંડની કે બંન્ને શિક્ષા થાય છે.

બુદ્ધિપૂર્વક સાધારણ વ્યથા કરનારને ક૦ ૩૧૧ (ક) મુજબ ગમે તેવી એક વર્ષ સુધીની કેદ કે એક હજાર રૂપિયા સુધી દંડ કે બન્ને શિક્ષા થાય છે. જો ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થવાથી પોતાનો જીવ વશ રાખવાની શકિત ગઈ હોય ત્યારે બુદ્ધિપૂર્વક સાધારણ વ્યથા કરે અને ક્રોધ ઉત્પન્ન કરનાર શિવાય બીજા સખસને વ્યથા કરવાનો ઇરાદો ન હોય તો ક૦ ૩૧૧ (ખ)

મુજબ ગમે તેવી બે મહિના સુધીની કેદ કે એકસો રૂપિયા દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરનારને ક૦ ૩૧૨ (ક) મુજબ સાત વર્ષ સુધોની ગમે તેવી કેદ અને દંડની શિક્ષા થાય છે. જો ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન્ન થવાથી પોતાનો જીવ વશ રાખવાની શકિત ગઇ હોય ત્યારે મહાવ્યથા કરે અને ક્રોધ ઉત્પન્ન કરનાર શિવાય બીજા સખસને મહાવ્યથા કરવાનો ઇરાદો ન હોયતો ક૦ ૩૧૨ (ખ) મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ અને બે હજાર રૂપિયા સુધી દંડની શિક્ષા થાય છે.

ભયંકર શસ્ત્ર, અગ્નિ કે ઝેર વિગેરે પદાર્થથી બુદ્ધિપૂર્વક સાધારણ વ્યથા કરનારને ક૦ ૩૧૩ (૧) મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે; અને તેવા પદાર્થથી બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરનારને ક૦ ૩૧૩ (૨) મુજબ ગમે તેવી દશ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

હુમલો કરનાર કે સાપરાધ બળ વાપરનારને ક૦ ૩૨૩ મુજબ ગમે તેવી ત્રણ મહિનાની કેદ કે રૂપિયા પાંચસો સુધી દંડ કે બંન્ને શિક્ષા થાય છે. જો ભારે કે આકસ્મિક ક્રોધ ઉત્પન્ન કર્યાથી પોતાનો જીવ વશ રાખવાની શક્તિ ગઈ હોય અને એ પ્રમાણે કરે તો ક૦ ૩૨૩ મુજબ એક મહિના સુધી આસાન કેદ કે બસો રૂપિયા સુધી દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

સરકારી નોકરને ડરાવીને પોતાના હોદ્દાનો અમલ ચલાવતાં બંધ રાખવાના વિગેરે ઇરાદાથી, તેના ઉપર હુમલો કરે કે બળ વાપરે તો ક૦ ૩૨૮ (૧) મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે; તેવા ઇરાદાથી બુદ્ધિપૂર્વક સાધારણ વ્યથા કરવાનો ગુન્હો હોયતો ક૦ ૩૨૮ (૨) મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે; અને તેવા

ઈરાદાથી બુદ્ધિપૂર્વક મહાવ્યથા કરવાનો ગુન્હો હોયતો ક૦ ૩૨૮ (૩) મુજબ ગમે તેવી દશ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

કોઇ સ્ત્રીની લાજ લેવાના ઈરાદાથી તેની ઉપર હુમલો કરે કે સાપરાધ બળ વાપરે તેને ક૦ ૩૨૯ મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

સ્ત્રીની મરજી વિરૂદ્ધ; કે રજામંદી શિવાય; કે મોતનો કે વ્યથાનો ભય ઉત્પન્ન કરી રજામંદી મેળવી હોય તો તેવી રજામંદી હોવા છતાં પણ; કે જે પુરૂષ સાથે તે સ્ત્રી પરણેલી હોય તે પુરૂષ આ છે એમ સમજીને તે સ્ત્રીએ રજામંદી આપી હોય અને તે પુરૂષ તે સ્ત્રીનો ધણી ન હોય એવું તે પુરૂષ જાણતો હોય ત્યારે તેવી રજામંદી હોવા છતાં પણ; કે તે સ્ત્રી બાર વર્ષથી ઓછી ઉમ્મરની હોય અને તેની રજામંદી હોય કે નહી તો પણ **તેવી સ્ત્રી સાથે** સંભોગ કરે તો 'બળાત્કાર સંભોગ' નો ગુન્હો બને છે બળાત્કાર સંભોગના **ગુન્હામાં જે સંભોગ થવાની જરૂર છે તેમાં પ્રવેશ થયો એટલે બસ છે. ચૌદ વર્ષથી ઓછી ઉમ્મરની ન હોય તેવી પોતાની વહુ સાથે સંભોગ કરે તો ગુન્હો બનતો નથી.**

બળાત્કાર સંભોગનો ગુન્હો કરનારને ક૦ ૩૩૪ મુજબ જન્મટીપની કે દશ વર્ષ સુધીની ગમે તેવી કેદની અને દંડની શિક્ષા થાય છે.

જે શખસ બુદ્ધિપૂર્વક કોઈ પુરૂષ, સ્ત્રી કે જાનવર સાથે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન કરે, તેને ક. ૩૩૫ મુજબ જન્મટીપની કે ગમે તેવી દશ વર્ષ સુધીની કેદની અને દંડની શિક્ષા થાય છે.

**ટીપઃ**—ઉપર **'માણસના શરીર સંબંધી ગુન્હા જણાવ્યા છે તે ગુન્હા પૈકી કલમ ૨૮૯, ૨૯૦, ૨૯૩, ૨૯૪, ૩૧૨, ૩૧૩,**

૩૨૮ અને ૩૨૯ પોલીસ અધિકારના ગુન્હા છે. માત્ર રકમ ૩૩૪ જો સ્ત્રીના ધણીએ બળાત્કાર સંભોગ કર્યો હોય તો પોલીસ અધિકાર શિવાયનો અને તે શિવાયના પ્રસંગે પોલીસ અધિકારનો ગુન્હો બને છે.

## માણુસની સ્વતંત્રતા સંબંધી ગુન્હા.

કોઈ સખસને જે તરફ જવા હક્ક હોય તે તરફ જતાં તે અટકે એવી રીતે બુદ્ધિપૂર્વક જે શખસ હરકત કરે તો 'ગેરવ્યાજબી અટકાવ' કર્યો એમ સમજવું.

કોઇ શખસ અમુક મુકરર કરેલી ચોતરફી હદની બહાર જતાં અટકે એવી રીતે કોઈ સખસ અટકાવ કરે તો 'ગેરવ્યાજબી કેદ' કીધો એમ સમજવું.

ગેરવ્યાજબી અટકાવ કરનારને ક. ૩૩૮ મુજબ એક મહિના સુધીની આસાન કેદ કે પાંચસો રૂપિયા સુધી દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

ગેરવ્યાજબી કેદ જો દશ કે વધારે દિવસની હોય તો ક. ૩૩૯ (ક) મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે; જો તે કેદ ત્રણ દિવસથી ઓછી નહી અને દશ દિવસ અંદરની હોય તો ક. ૩૩૯ (ખ) મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે; જો તે કેદ ત્રણ દિવસથી ઓછી મુદતની હોય તો ક. ૩૩૯ (ગ) મુજબ ગમે તેવી એક વર્ષની કેદ અથવા એક હજાર રૂપિયા સુધી દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

મનુષ્યહરણ બે પ્રકારનું છે; આ રાજ્યમાંથી અને બીજું કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્યહરણ કરવું.

કોઇ સખસની રજામંદી શિવાય, કે તે શખ્સની વતી રજામંદી આપવાનો જેને અધિકાર હોય તેની રજામંદી વગર આ રાજ્યની હદબહાર લઇ જાય તો આ રાજ્યમાંથી તેવા સખસનું મનુષ્યહરણ કર્યું એમ કહેવાય.

ચૌદ વર્ષથી ઓછી ઉમ્મરના છોકરાને, કે સોળ વર્ષથી ઓછી ઉમ્મરની છોકરીને કે દિવાના સખસને કાયદેસર વાલીના હવાલામાંથી, તે વાલીની રજામંદી શિવાય જે સખસ લેઇ જાય કે ફોસલાવીને તેડી જાય તો કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્યહરણ કર્યું હોય એમ સમજવું; પરંતુ કોઇ સખસ શુદ્ધબુદ્ધિથી એમ માનતો હોય કે લગ્નસંબંધ વિના થયેલા અમુક બાળકનો હું બાપ છું, કે બાળકને કાયદેસર હવાલામાં રાખવાનો મારો હક્ક છે, અને તે સખસે અનીતિના કે કાયદા વિરૂદ્ધ કારણસર એવું કૃત્ય કર્યું ન હોય તો મનુષ્યહરણનો ગુન્હો ગણાય નહી.

કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્યહરણ કરે, કે આ રાજ્યમાંથી કોઈ સખસનું મનુષ્યહરણ કરે તો તેને ગમે તેવી સાત વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા કલમ ૩૪૭ મુજબ થાય છે.

'મનુષ્ય નયન' એટલે કોઈ સખસને કોઇ જગ્યાએથી જવાને બળથી જરૂર પાડે કે ફરેબી ઇલાજોથી લલચાવે તે.

ખુન કરવા કે ખુન થવાના જોખમમાં તે સખસ આવે એટલા માટે મનુષ્યહરણ કે મનુષ્યનયન જે સખસ કરે તેને ક. ૩૪૮ મુજબ જન્મટીપની કે દશ વર્ષ સુધીની સખત કેદ અને દંડની શિક્ષા થાય છે.

છાની રીતે ગેરવ્યાજબી કેદ કરવાના ઇરાદાથી મનુષ્યહરણ કે મનુષ્યનયન કરે તેને ક. ૩૪૯ મુજબ ગમે તેવી સાત વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

કોઈ સ્ત્રીનું જુલમથી લગ્ન કરાવવા; કે જુલમથી કે ફોસલાવીને જારકર્મ કરવામાં આવે, કે કરવામાં આવશે એમ સંભવ છે એમ જાણ્યા છતાં તે સ્ત્રીનું મનુષ્યહરણ કે મનુષ્યનયન કરે તેને ક. ૩૫૦ મુજબ ગમે તેવી દશ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

ટીપઃ—ઉપર "માણસની સ્વતંત્રતા સંબંધી ગુન્હા' બતાવ્યા છે તે પોલિસ અધિકારના ગુન્હા છે.

## સાપરાધ ધમકી, અપમાન કે ત્રાસ સંબંધી ગુન્હા.

જીવ લેવાની, મહાવ્યથા કરવાની, અગ્નિવડે મિલ્કતનો નાશ કરવાની, વ્યભિચારી હોવાનું સ્ત્રી ઉપર દોષ મુકવાની કે અપરાધ કરવાની સાપરાધ ધમકી આપે તેને ક. ૩૬૦ (ક) મુજબ ગમે તેવી સાત વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે; જો તે ધમકી કંઈ નુકસાનથી રક્ષણ કરવા સારૂ અરજ કરતાં અટકાવવાના કારણ સારૂ હોય તો ક૦ ૩૬૦ (ખ) મુજબ ગમે તેવી એક વર્ષ સુધીની કેદ કે દંડ કે બન્ને શિક્ષા થાય છે; આ શિવાય બીજે પ્રસંગે ધમકી આપે તો ક. ૩૬૦ (ગ) મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

નનામા સંદેશા (જાસાચીઠ્ઠી) વડે કે પોતાનું નામ ઠેકાણું છુપાવવાની યુક્તિ કરી જે સખસ સાપરાધ ધમકી આપે તેને ક. ૩૬૧ મુજબ, બીજા ગુન્હાને માટે બીજી કોઇ કલમ મુજબ શિક્ષા થતી હોય તે ઉપરાંત બે વર્ષ સુધીની શિક્ષા થાય છે.

રસ્તામાં કે જે જગ્યાએ લોકોની આવ જા હોય તેવી જગ્યામાં ગાળાગાળી કરે તેને ક. ૩૬૩ મુજબ ગમે તેવી બે માસ સુધીની કેદ કે પચાસ રૂપિયા સુધી દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

કોઇ સખસ સુલેહનો ભંગ કરે કે બીજો ગુન્હો કરવા ઉશ્કે-

રાય એટલા માટે બુદ્ધિપૂર્વક તેનું જે સખસ અપમાન કરે તેને ક. ૩૬૪ મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ કે દંડ કે બન્ને થાય છે.

કોઇ સ્ત્રીને લજવવાના ઈરાદાથી કોઈ સખસ કાંઈ શબ્દ બોલે કે ચાળા વિગેરે કરે, કે તે સ્ત્રીની એકાંત જગ્યામાં વગર રજાએ ઘુસે તેને ક. ૩૬૫ મુજબ ગમે તેવી એક વર્ષ સુધીની કેદ કે દંડ કે બન્ને થાય છે.

**ટીપ:**—ઉપર બતાવેલા 'સાપરાધ ધમકી, અપમાન કે ત્રાસના' ગુન્હા પોલીસ અધિકારના નથી.

## આબરૂ લેવાના ગુન્હા.

બીજા સખસની આબરૂ લેનારને ક. ૩૬૮ મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે,

કોઈ બાબત આબરૂ લેવા જેવી છે એમ જાણ્યા છતાં તે છાપે કે કોતરે તેને ક. ૩૭૦ મુજબ; અને તેવી વસ્તુ વેચે કે વેચવા માંડે તેને ક. ૩૭૧ મુજબ કલમ ૩૬૯ માં જે સજા ઠરાવી છે તેટલી સજા થાય છે, આ ગુન્હા પોલીસ અધિકારના નથી.

## મિલ્કત સંબંધી ગુન્હા.

'ચોરી' એટલે જંગમ મિલ્કત કોઇપણ માણસના તાબામાંથી તેની રજામંદી શિવાય, ઈરાદાપૂર્વક બદદાનતથી ખસેડવી તે.

ચોરી કરનારને ક૦ ૩૮૦ મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ કે દંડ કે બન્ને શિક્ષા થાય છે અથવા ફટકાની શિક્ષા થાય છે.

જેમાં માણુસ રહેતું હોય કે મિલ્કત રખાતી હોય એવી ઇમારત, તંબુ કે વહાણુમાંથી ચોરી કરે તેને ગમે તેવી સાત વર્ષ સુધીની કેદ અને દંડ અથવા ફટકાની શિક્ષા ક૦ ૩૮૧ મુજબ થાય છે.

શેઠના કબજા માંહેલી મિલ્કતની મહેતા કે ચાકર ચોરી કરે તેને કo ૩૮૨ મુજબ, કલમ ૩૮૧ માં જે સજા ઠરાવી છે તેટલી સજા થાય.

**'જબરાઇથી કઢાવવુ'** એટલે કોઇ સખસને નુકસાનનો ભય દેખાડી કંઇ મિલ્કત તે આપી દે તેવી ફરજ પાડવી એવું બદદાનતથી જે સખસ કરે તે.

જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરનારને કo ૩૮૫ મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ કે દંડ કે બંને શિક્ષા થાય છે. આવો ગુન્હો કરવા સારૂ નુકસાનનો ભય ઉત્પન્ન કરે કે તેવી કોશીશ કરે તેને કo ૩૮૬ મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ કે દંડ બંન્ને શિક્ષા થાય છે,

મોત કે મહાવ્યથાનો ભય ઉત્પન્ન કરી જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરે તેને કo ૩૮૭ મુજબ ગમે તેવી દશ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

અપહરણમાં ચોરી અથવા જબરાઇથી કઢાવવાનો ગુન્હો થયેલોજ હોય છે, એટલે કે ચોરી કે જબરાઈથી કઢાવવાનો ગુન્હો બન્યા શિવાય અપહરણનો ગુન્હો બનેજ નહી.

ચોરી કરવા માટે, કે ચોરી કરવામાં, કે ચોરી કરેલી મિલ્કત લઇ જવા કે લઇ જવાની કોશિશ કરવામાં જે સખસ બુદ્ધિપૂર્વક **કોઇ સખસનું મોત આણે, કે વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરે,** કે તેવી કોશિશ કરે, કે તાત્કાલિક તેવો ભય ઉત્પન્ન કરવાની કોશિશ કરે તો તે ચોરી **'અપહરણ'** થાય છે.

જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરતી વખતે ગુન્હેગાર ભય પમાડેલા સખસની આગળ હાજર હોય, અને તે સખસને કે બીજા કોઇ સખસને તાત્કાળિક મોત, વ્યથા કે ગેરવ્યાજબી અટકાવનો

ભય ઉત્પન્ન કરીને જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરે, અને ભય પામેલાનું મન એવું કરાવે કે તે સખસ તેજ વખતે ને તેજ ઠેકાણે જબરાઇથી કઢાવેલી વસ્તુ આપી દે તો જબરાઇથી કઢાવવું 'અપહરણ' થાય છે.

'ડાકાઇટી' એટલે પાંચ કે વધારે સખસો ભેગા થઇ અપહરણ કરે કે તેવી કોશિશ કરે તે.

અપહરણ કરનારને ક. ૩૯૩ મુજબ દશ વર્ષ સુધીની સખત કેદની અને દંડની શિક્ષા થાય છે. જો ધોરી રસ્તા ઉપર રાત્રે અપહરણ કરવામાં આવે તો દશ વર્ષના બદલે ચૌદ વર્ષ સુધીની કેદની શિક્ષા થાય છે.

અપહરણ કરવાની કોશિશ કરનારને ક. ૩૯૪ મુજબ સાત વર્ષ સુધીની સખત કેદ અને દંડની શિક્ષા થાય છે. અપહરણ કરવામાં બુદ્ધિપૂર્વક વ્યથા કરે તો ક. ૩૯૫ મુજબ ચૌદ વર્ષ સુધીની સખત કેદ અને દંડની શિક્ષા થાય છે.

ડાકાઇટી કરનારને ક. ૩૯૬ મુજબ જન્મટીપની કે દશ વર્ષ સુધીની સખત કેદની અને દંડની શિક્ષા થાય છે.

પાંચ કે વધારે સખસો સાથે મળીને ડાકાઇટી કરતા હોય તેઓમાંનો કોઇ તે પ્રમાણે ડાકાઇટી કરવામાં ખુન કરે તો તેઓ દરેકને મોતની કે જન્મટીપની કે દશ વર્ષ સુધી સખત કેદની અને દંડની શિક્ષા ક. ૩૯૭ પ્રમાણે થાય છે.

ડાકાઇટી કરવા પાંચ કે વધારે સખસો એકઠા થાય તો દરેક સખસને ક. ૪૦૩ પ્રમાણે સાત વર્ષ સુધીની સખત કેદની અને દંડની શિક્ષા થાય છે.

જે સખસ બદદાનતથી જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરે કે પોતાના કામે લગાડે તેને ક. ૪૦૫ મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

'**વિશ્વાસઘાત**' એટલે મિલકત કે તેના પરનો અખત્યાર જે સખસને સોંપેલો હોય તે સખસ બદદાનતથી તે મિલકતનો ખોટો ઉપયોગ કરે કે પોતાના કામે લગાડે કે કાયદેસર હુકમ તોડી કે પોતે કરેલો કરાર તોડી તે મિલકત વાપરે કે વગે કરે કે ઇચ્છાપૂર્વક કોઇ બીજા સખસને તેમ કરવા દે તો તે સખસે **વિશ્વાસઘાત** કર્યો એમ કહેવાય.

વિશ્વાસઘાત કરનારને ક. ૪૦૮ મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે. ભારવાહક કે વખારવાળા દાખલ મિલકત સોંપી હોય તે વિશ્વાસઘાત કરે તો ક. ૪૦૯ મુજબ ગમે તેવી સાત વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

મહેતા કે ચાકર તરીકે મિલકત સોંપી હોય તે વિશ્વાસઘાત કરે તો ક. ૪૧૦ મુજબ ગમે તેવી સાત વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

સરકારી નોકર, સરાફ, વેપારી, કોઠીદાર, દલાલ કે આડતિઆ તરીકે મિલકત સોંપી હોય તે વિશ્વાસઘાત કરે તો ક. ૪૧૧ મુજબ જન્મટીપની કે દશ વર્ષ સુધીની સખત કેદની અને દંડની શિક્ષા થાય છે.

જે નિધાનમાં કંઈ મિલકત હોય કે મિલકત છે એમ પોતે માનતો હોય તેવું બંધ કરેલું નિધાન કોઇને સોંપ્યું હોય અને તે ઉઘાડવાનો પોતાને હક્ક ન હોય છતાં બદદાનતથી કે બિગાડ કરવા તે ઉઘાડે તો ક. ૪૧૨ મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ કે દંડ કે બન્ને થાય છે. **નિધાનમાં** પેટી, તીજોરી, બંધ કરેલું પાકીટ, ગોદાઉન, વખાર ઓરડા વિગેરેનો સમાવેશ થાય છે.

ચોરીની મિલ્કત છે એમ પોતે જાણીને, કે એમ માનવાનું પોતાને કારણ છતાં જે સખસ તે મિલ્કત રાખે તો ક૦ ૪૧૪

મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ કે દંડ કે બન્ને અથવા ફટકાની શિક્ષા થાય છે.

ચોરીની મિલ્કત છે એમ જાણીને કે એમ માનવાનું કારણ હોય છતાં **નિત્ય** તેવી મિલ્કત લે કે તેનો ધંધો કરે તેને ક. ૪૧૬ મુજબ જન્મટીપની કે દશ વર્ષ સુધીની સખત કેદની અને દંડની અથવા ફટકાની શિક્ષા થાય છે.

ચોરીની મિલ્કત ગાળે કે ઘાટમાં ફેરફાર કરે અથવા વગે કરે કે છુપાવે તો ક. ૪૧૭ મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

જે સખસ ઠગાઈ કરે તેને ક. ૪૨૩ મુજબ ગમે તેવી એક વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

વેશ લઇને ઠગાઇ કરે તેને ક. ૪૨૫ મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

માગનારાઓમાં વહેંચણ થતી અટકાવવાને કે અટકશે એવો સંભવ જાણ્યાં છતાં કાંઈ મિલ્કત બદદાનતથી કે દગલબાજીથી ખસેડે કે છુપાવે કે પૂરી કિંમત લીધા વિના આપે, કે તેને નામે કરી આપે કે કરાવી આપે તેને ક. ૪૨૮ મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

જે સખસ બિગાડ કરે તેને ગમે તેવી ત્રણ માસ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા ક. ૪૩૩ મુજબ થાય છે. પચાસ કે તેથી વધારે રૂપિયાની નુકસાની કરી બિગાડ કરે તેને ક. ૪૩૪ મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ કે દંડ કે બન્ને શિક્ષા થાય છે. દશ રૂપિયા કે તેથી વધારે કિંમતના જાનવરને મારી નાંખીને, કે ઝેર દેઇને, કે લંગડું લુલું કરીને કે નકામાં કરીને જે સખસ બિગાડ કરે તેને ક. ૪૩૫ મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

હાથી, ઉંટ, ઘોડો, ખચ્ચર, પાડો, ભેંસ, ગોથો, ગાય કે બળદ એ જાનવરની ગમે તે કિંમત હોય તો પણ તેને, કે પચાસ રૂપિયા કે તેથી વધારે કિંમતના બીજા જાનવરને મારી નાંખીને, ઝેર દેઇને, લંગડું લુલું કરીને કે નકામું કરીને બિગાડ કરે તેને ક. ૪૩૬ મુજબ ગમે તેવી પાંચ વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

સો કે વધારે રૂપિયાની મિલ્કતને અથવા ખેતરમાં ઉત્પન્ન થયેલા દશ કે વધારે રૂપિયાની કિંમતના માલને અગ્નિ કે અવાજ સાથે ફૂટે એવા પદાર્થથી બિગાડ કિનારને ક. ૪૩૭ મુજબ ગમે તેવી સાત વર્ષ સુધીની કેદની અને દંડની શિક્ષા થાય છે.

સાપરાધ પ્રવેશ કરનારને ક. ૪૫૧ મુજબ ગમે તેવી ત્રણ માસ સુધીની કેદની કે પાંચસો રૂપિયા સુધી દંડની કે બંન્ને શિક્ષા થાય છે.

કાયદા પ્રમાણે કામ ચલાવીને જે જમીનનો કબજો લેવામાં આવ્યો હોય, કે જે જમીન ઉપરનો હક્ક સાબિત માન્યો ન હોય, કે સાર્વજનિક કામને સારૂ જમીન લેવાના નિયમનો અમલ થયાને લીધે તે બંધ થયો હોય ત્યારે તેવી જમીનના સંબંધમાં જે સખસ સાપરાધ પ્રવેશ કરે તેને ક. ૪૫૨ મુજબ ગમે તેવી છ માસ સુધીની કેદની કે દંડની કે બંન્ને શિક્ષા થાય છે.

તે સખસ ગૃહપ્રવેશ કરે તેને ક. ૪૫૪ મુજબ ગમે તેવી એક વર્ષ સુધીની કેદ કે એક હજાર રૂપિયા સુધી દંડ કે બંન્ને શિક્ષા થાય છે. મોતની શિક્ષા થઈ શકે એવો ગુન્હો કરવા ગૃહ-પ્રવેશ કરે તેને ક. ૪૫૫ મુજબ જન્મટીપ કે દશ વર્ષ સુધીની સખત કેદ અને દંડની શિક્ષા થાય છે. કેદની શિક્ષા થઇ શકે એવો ગુન્હો કરવા ગૃહપ્રવેશ કરે તેને ક. ૪૫૬ મુજબ ગમે તેવી બે વર્ષ સુધીના કેદ અને દંડની શિક્ષા થાય છે; જો ચોરીનો

ગુન્હો કરવાનો ઇરાદો હોય તો બે વર્ષના બદલે સાત વર્ષ સુધીની કેદની સજા થઇ શકે છે.

વ્યથા કે હુમલો કરવાની કે કોઇને ગેરવ્યાજબી અટકાવવાની કે તેવો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરી ગૃહપ્રવેશ કરે તેને ક. ક. ૪૫૮ મુજબ ગમે તેવી સાત વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

જે સખસ ગુપ્ત ગૃહપ્રવેશ કે ઘર ફોડવાનો ગુન્હો કરે તેને ક. ૪૬૧ મુજબ ગમે તેવી બે વર્ષ સુધીની કેદની અને દંડની અથવા ફટકાની શિક્ષા થાય છે, કેદની શિક્ષા થઈ શકતી હોય એવો ગુન્હો કરવા ઉપરનો ગુન્હો કરે તેને ક. ૪૬૨ મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે. જો ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો હોય તો ત્રણ વર્ષના બદલે દશ વર્ષ સુધીની કેદની સજા થાય છે.

કોઇ સખસને વ્યથા કરવાની કે હુમલો કરવાની, કે ગેર-વ્યાજબી રીતે અટકાવવાની કે તેવો ભય ઉત્પન્ન કરવાની તૈયારી કરીને જે સખસ ગુપ્ત ગૃહપ્રવેશ કે ઘર ફોડવાનો ગુન્હો કરે તેને ક. ૪૬૩ મુજબ ગમે તેવી દશ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

રાત્રે ગુપ્ત ગૃહપ્રવેશ કે રાત્રે ઘર ફોડવાનો ગુન્હો કરે તેને ક. ૪૬૪ મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

જે સખસ સરકારી જમીન દબાવે કે તે છોડી દેવા હુકમ મળ્યા છતાં કબજો છોડે નહી તો ક. ૪૬૯ મુજબ ગમે તેવી ત્રણ માસ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

**ટીપ્પ—**ઉપર 'મિલકત સંબંધી ગુન્હા' બતાવ્યા છે તે ગુન્હા પૈકી કલમ ૩૮૦, ૩૮૧, ૩૮૨, ૩૯૩, ૩૯૪, ૩૯૫, ૩૯૬, ૩૯૭,

૪૦૩, ૪૦૮, ૪૦૯, ૪૧૦, ૪૧૧, ૪૧૨, ૪૧૪, ૪૧૬, ૪૧૭, ૪૨૫, ૪૩૫, ૪૩૬, ૪૩૭, ૪૫૧, ૪૫૨, ૪૫૪, ૪૫૫, ૪૫૬, ૪૫૮, ૪૬૧, ૪૬૨, ૪૬૩, ૪૬૪ ના ગુન્હા પોલીસ અધિકારના છે. કલમ ૪૩૪ મુજબ ખેતરના પાકનો બિગાડ હોય તેવો ગુન્હો પોલીસ અધિકારનો છે.

## લગ્ન સંબંધી ગુન્હા.

નાતરીઆ ન્યાતની સ્ત્રી કાયદા મુજબ છુટાછેડા મેળવ્યા વગર પોતાના ધણીનું ઘર છોડી બીજાના ઘરમાં પેસે કે બીજા સખસ સાથે નાત્રુ કરે; અને તે સ્ત્રી બીજાની વહુ છે એમ જાણ્યા છતાં કે એવું માનવાનું કારણ છતાં અને છુટાછેડા થયાની ખાત્રી કરવા યોગ્ય પ્રલાજ લીધા શિવાય જે સખસ તેવી સ્ત્રીને પોતાના ઘરમાં રાખે કે નાત્રુ કરે તો તે સ્ત્રીને અને પુરૂષને ક. ૪૮૮ મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદની કે દંડની કે બન્ને શિક્ષા થાય છે.

નાતરીઆ ન્યાતની કોઈ પરણેલી સ્ત્રીને કાયદા મુજબ છુટાછેડા મેળવ્યા વગર સ્ત્રીનો **નજીકનો સગો** નાત્રે દે તો ક. ૪૮૯ મુજબ ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદની કે દંડની કે બંન્ને શિક્ષા થાય છે. નજીકના સગામાં બાપ, મા, ભાઇ, કાકા અને મામાનો સમાવેશ થાય છે.

નજીકનો સગો ન હોય એવો માણસ ઉપર બતાવેલી ક. ૪૮૯ માં કહેલો ગુન્હો કરે અથવા તે ઓરત બીજા કોઇ સખસ સાથે નાત્રું કરે એવા ઈરાદાથી તેને છુપાવે કે અટકાવી રાખે તો ક. ૪૯૦ મુજબ તેને ગમે તેવી ત્રણ વર્ષ સુધીની કેદ અને દંડની શિક્ષા થાય છે.

જે ન્યાતનો ન હોય તેવી ન્યાતનો પોતે હોવાનો ઢોંગ કરે અને તેવા ઢોંગથી તે ન્યાતના કોઈ માણસ સાથે લગ્ન કરે, અથવા કોઈ સ્ત્રીની ખરી ન્યાત છુપાવીને, અને તે સ્ત્રી અમુક ન્યાતની

નથી એમ પોતે જાણતો હોય કે એમ માનવાનું કારણ હોય છતાં, તે તે ન્યાતની છે એવો ઢોંગ કરીને તે સ્ત્રીને પરણાવે, કે લગ્નની ગોઠવણ કરે, કે તે સ્ત્રીનું લગ્ન કરાવે તેને ક. ૪૯૪ મુજબ ગમે તેવી પાંચ વર્ષ સુધીની કેદ કે દંડ કે બંન્ને શિક્ષા થાય છે.

છિનાળુ કરનારને ક. ૪૯૭ મુજબ ગમે તેવી પાંચ વર્ષ સુધીની કેદની કે દંડ કે બન્ને શિક્ષા થાય છે.

જે સ્ત્રી બીજા પુરૂષની વહુ હોય તે સ્ત્રી જારકર્મ કરે, કે એવા ઇરાદાથી તેને ફોસલાવીને કોઈ લઇ જાય, તેની સાથે નીકળી જાય તેને, તેને છુપાવે કે અટકાવી રાખે તેને, કે પરણેલી સ્ત્રી બીજા પુરૂષ સાથે સંભોગ કરવાના ઇરાદાથી નીકળી જાય તેને ક. ૪૯૮ મુજબ ગમે તેવી પાંચ વર્ષ સુધીની કેદની કે દંડની કે બંન્ને શિક્ષા થાય છે.

પરણવાનું વચન આપીને અથવા બીજી રીતે વગર પરણેલી ઓરતને ભોળવીને બગાડનારને ક. ૪૯૯ મુજબ ગમે તેવી પાંચ વર્ષ સુધીની કેદની કે દંડની કે બંન્ને શિક્ષા થાય છે.

ટીપ:—'ઉપર લગ્ન સંબંધી ગુન્હા' બતાવ્યા છે તે પોલીસ અધિકારના ગુન્હા નથી.

---

# ફોજદારી કામ ચલાવવાની રીત વિષે.

કોઇ પણ પોલીસ અધીકારનો ગુન્હો 'ફોજદારી નિબંધ વિષે' આ પુસ્તકમાં છે તેમાં ટીપ કરી પોલીસ અધિકારના કયા ગુન્હાઓ છે તે બતાવ્યા છે એવો ગુન્હો બને તો તરતજ તે ગામમાં નાયબ ફોજદાર હોયતો તેને ખબર આપવી અને થાણું ન હોય તો પોલીસ પટેલને અગર પોલીસને ખબર આપવી. પોલીસને ખબર ન આપતાં બારોબાર ફોજદારી ન્યાયાધિશી પાસે ફરિયાદ કરવા વાંધો નથી, પણ તાત્કાલીક તપાસ થવામાં પોલીસની મદદ બહુ ઉપયોગી છે. ખબર આપવામાં ખાસ કાળજી રાખવી જોઇએ, તેમાં ગુન્હો કરનારનું નામ, જો વધારે ઇસમોએ ગુન્હો કર્યો હોય તો તે દરેકે દરેકનાં નામ આપવાં જોઇએ. શું અને કેવી રીતનો ગુન્હો થયો છે તેની સાધારણ હકીકત પણ જણાવવી. ગુન્હાનાં ચિન્હ જેમ હોય તેમ પોલીસ આવી તપાસ કરે ત્યાં સુધી રાખી મુકવા કાળજી રાખવી, આથી પગલાં લેવાનું, માલ વિગેરે કેવી રીતે પડયો છે તેની નોંધ તથા પંચકયાસ કરતાં પોલીસને ફાવે.

પોલીસ અધિકાર શિવાયના ગુન્હામાં હુકમતવાળા ફોજદારી ન્યાયાધિશી તરફ ફરિયાદ કરવી જોઇએ, પણ જો ફોજદારને ખબર આપવી હોયતો ફોજદાર તે હકીકત લખી લેશે, અને ફોજદારી ન્યાયાધિશી તરફ ફરિયાદ કરવા કહેશે, એટલે સારો રસ્તો એ છે કે આવા કામે ફોજદારી ન્યાયાધિશી તરફ બારોબાર ફરિયાદ કરવી.

ગર્ભપાતના ગુન્હાની ફરિયાદ હુકમતવાળા ફોજદારી ન્યાયાધિશી આગળ અગર મહાલ અગર પેટામહાલ ફોજદારી ન્યાયાધિશી આગળ કરી શકાય.

પોલીસ અધિકારના ગુન્હામાં કોઈ સખસ ગુન્હાની હકીકત જાણતો હોય તેને ફોજદાર લેખી હુકમ કરીને બોલાવી શકે

અને તે સખસ હાજર થવા બંધાયલો છે, અને તેની જુબાની ફોજદાર અગર નાયબ ફોજદાર લે તો પુછેલા સવાલના જવાબ આપવાની તેની ફરજ છે, પરંતુ જે જવાબો દેતાં પોતા ઉપર કાંઈ ફોજદારી ગુન્હાનું તહોમત આવી પડે અથવા કંઈ દંડ અથવા ગુન્હેગારી આપવી પડે તે સવાલોના જવાબ આપવા સાક્ષી બંધાયેલો નથી.

આરોપીને ગુન્હાની કબુલાત કરાવવા મહાલ અગર પેટામહાલ ફોજદારી ન્યાયાધિશી તરફ મોકલવામાં આવે છે, તે વખત તે દહેશતથી અગર બીજી રીતે કબુલાત કરે છે, એવી હકીકત ઘણી વખત આરોપી કોર્ટમાં કહેછે, પણ બીક રાખ્યા વગર ખરી હકીકત ફોજદારી ન્યાયાધિશી આગળ કહેવી જોઇએ, જેથી નાહક ખોટી રીતે માર્યા જવાય નહી. કબુલાત ઉપર ઘણું ખરૂં બહુ વજન હોય છે તે ભૂલાવું ન જોઇએ.

ગુન્હાની તપાસના કારણ સારૂ જરૂરની હોય એવી કોઈ પણ વસ્તુ કોઈ પણ માણસના ઘરમાં છે, એમ ફરિયાદીને લાગે તો તેણે પોલીસ તપાસ શરૂ ન થઈ હોયતો મુખીને ખબર આપવી, અને મુખી ફોજદાર આવતાં સુધી તે વસ્તુ ખસેડતાં અગર અફરાતફરી કરતાં અટકાવવા યોગ્ય ઈલાજ લેઈ શકશે.

જે જગ્યાની ઝડતી લેવામાં આવેલી હોય તે જગ્યાનો માલીક અગર કબજેદાર ઝડતીના માલની નોંધની નકલ ફોજદારી ન્યાયાધિશી પાસેથી મફત મેળવી શકશે.

પોલીસ અધિકારના ગુન્હામાં પોલીસ, પોલીસ તકતો ફોજદારી ન્યાયાધિશી તરફ ભરી મોકલે છે તેની નકલ આરોપીને મફત મેળવવા હક્ક છે.

આરોપી ઉપર અપરાધ કે ગેરવર્તનના ગુન્હાનું તોહમત હોય, પછી તેની ઉપર તેજ ગુન્હાના તોહમત સાથે ઉલ્લંઘનના ગુન્હાનું તોહમત હોય કે ન હોય તો પણ નીચેની રીતથી કામ

ચાલે છે:- (ટીપઃ-અપરાધ, ગેરવર્તન અને ઉલ્લંઘનના ગુન્હાની વ્યાખ્યા '**ફોજદારી નિબંધ વિષે**'ના પ્રકરણમાં જણાવેલ છે.)

ફોજદારી ન્યાયાધિશીની આગળ આરોપી હાજર થાય, કે તેને લાવવામાં આવે ત્યારે ફરિયાદી તથા તેના સાક્ષીઓનો પુરાવો લેવાય છે. તેવો પુરાવો લીધા પછી, અને જરૂર જણાય તો આરોપીનો જવાબ લીધા પછી ફોજદારી ન્યાયાધિશીનો અભિપ્રાય એવો થાય કે ગુન્હો આરોપીએ કર્યો છે એમ માનવા પુરતું કારણ નથી તો આરોપીને ઠરાવ કરીને છોડી મુકે છે. તોહમત પાયા વગરનુ છે એમ કામ ચાલતાં દરમ્યાન ફોજદારી ન્યાયાધિશીને લાગે તો કોઇ પણ વખતે આરોપીને ઠરાવ કરીને છોડી મુકે છે. ફરિયાદીનો પુરાવો લીધા પછી, અને આરોપીનો જવાબ લીધા પછી, કે તે પહેલાં ફોજદારી ન્યાયાધિશીનો અભિપ્રાય એવો થાયકે આરોપીએ ગુન્હો કર્યો છે એવું અનુમાન કરવાને પૂરતો સબબ છે તો તોહમતનામું તૈયાર કરી આરોપીને વાંચી બતાવવામાં આવે છે અને તે સંબંધમાં આરોપીનું શું કહેવું છે તે બનતાં સુધી તેણે વાપરેલા શબ્દોમાં લખી લેવામાં આવે છે જો આરોપી ગુન્હો કબૂલ કરે તો ફોજદારી ન્યાયાધિશી ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરે છે, પણ જો આરોપી જવાબ આપતો ન હોય, કે ગુન્હો કબૂલ કરતો ન હોય તો ફરિયાદી તર્ફે તોહમતની સાબિતી માટે થયેલા સાક્ષીદારો કે તે પૈકી કોઇની વધુ ઉલટ તપાસ કરવી છે કે કેમ તેમ આરોપીને પૂછવામાં આવે છે. વધુ ઉલટ તપાસ કરવાની છે એમ આરોપી જણાવે તો ફરિયાદી તર્ફે થયેલા જે સાહેદોમાં નામ તે જણાવે તેમને ફરીવાર બોલાવવામાં આવે છે અને વધુ ઉલટ તપાસ કરવા દેવામાં આવે છે. વધુ ઉલટ ચાલતી હોય તે વખતે નવીન સાક્ષી ફરિયાદી રજુ કરી તેનો પુરાવો લેવડાવી શકે છે. વધુ ઉલટ થયા બાદ ગુન્હાની સાબિતી માટે સાક્ષીદારો લેવાના બાકી હોય તેમનો પુરાવો લેવાય

છે ત્યાર પછી આરોપીના બચાવના સાહેદો લેવાય છે. તકરાર સાંભળ્યા પછી આરોપી તકસીરવાન નથી એમ ફોજદારી ન્યાયાધિશોને લાગે તો ગુન્હો નાસાબિત માની આરોપીને છોડી મુકે છે; જો તકસીરવાન છે એમ લાગે તો કાયદા પ્રમાણે તેને શિક્ષા કરે છે.

પોલિસ અધિકારનો ન હોય એવા ગુન્હાની ફરિયાદ હોય અને સુનાવણી માટે નક્કી કરેલા દિવસે ફરિયાદી જાતે કે વકીલ મારફત હાજર ન હોય, અને ન્યાયાધિશીની પરવાનગી વગર તે ગુન્હો માંડીવાળી શકાય એવો હોય તો તોહમતનામું તૈયાર કરવાની અગાઉ કોઈ પણ વખતે ફોજદારી ન્યાયાધિશી આરોપીને છોડી મૂકી શકે છે. ઇતર પ્રસંગે ફરિયાદી ગેરહાજર હોય તો પણ મુદ્દતના દિવસે જે પુરાવો હોય તે લેઇ કાયદેસર નિકાલ થાય છે.

પોલીસ અધિકારનો ન હોય એવા ગુન્હા બાબત ફરિયાદ હોય અને ન્યાયાધિશીની પરવાનગીથી કે પરવનાગી વગર ગુન્હો માંડી વાળી શકાય એવો હોય તો પૂરતાં કારણો બતાવી ફરિયાદી ફરિયાદ પાછી ખેંચી લેવા અરજ કરી શકે છે. ન્યાયાધિશીને વ્યાજબી લાગે તો ફરિયાદ પાછી ખેંચી લેવા પરવાનગી આપે છે. પરવાનગી આપવામાં આવે એટલે ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરે છે.

ઉલ્લંઘનના ગુન્હાનું તોહમત આરોપી ઉપર હોય તો નીચેની રીતથી કામ ચાલે છેઃ—

ફોજદારી ન્યાયાધિશી આગળ આરોપી હાજર થાય કે લાવવામાં આવે ત્યારે, ગુન્હાની વિગત તેને સ્પષ્ટ રીતે સમજાવવામાં આવે છે, અને તે માટે તેણે શું કહેવાનુ છે તે પૂછવામાં આવે છે. ગુન્હો કબુલ કરે તો ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે છે. જો ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે નહી તો, ફરિયાદી અને તેનો પુરાવો લેવામાં આવે છે. પછી આરોપી તરફનો પુરાવો લેવામાં આવે છે. પછી ગુન્હો નાસાબિત માની

આરોપીને છોડી મૂકવાનો કે ગુન્હો સાબિત માની આરોપીને સજા કરવાનો ઠરાવ કરવામાં આવે છે.

ફરિયાદ થયા ઉપરથી આરોપી ઉપર આવ્હાનપત્ર કાઢેલું હોય, અને આરોપીને હાજર થવા દિવસ નક્કી કર્યો હોય તે દિવસે, કે મુદ્દતના દિવસે ફરિયાદી જાતે, કે વકીલ મારફત હાજર ન હોય તો ન્યાયાધિશ કોઇ કારણુસર મુદત આપવાનું યોગ્ય ન ધારે તો ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરે છે. પરંતુ આરોપીના બચાવનો પુરાવો સાંભળવાની મુદત હોય અને ફરિયાદીની ખાસ હાજરીની જરૂર ન હોય તો કામ કાઢી નાંખવામાં આવતું નથી. સરકારી નોકરે સરકારી નોકરના નાતાથી ફરિયાદ કરી હોય અને તેની હાજરીની ખાસ જરૂર ન હોય તો, તેની ગેરહાજરીમાં પણ કામ આગળ ચલાવવામાં આવે છે. ફરિયાદ પાછી ખેંચી લેવા પરવાનગી આપવા વ્યાજબી કારણ લાગશે તો ન્યાયાધિશ તેવી પરવાનગી આપી ગુન્હો નાસાબિત થયાનો ઠરાવ કરે છે.

હજૂર વખતો વખત નિયમો કરી જે જે સરકારી નોકરો ઉપર ગુન્હાનું કામ ચલાવવા મંજુરીની જરૂર પડશે એમ ઠરાવે તે તે નોકરો ઉપર તેવી મંજુરી મેળવ્યા વગર ફરિયાદ ચાલી શકશે નહી. પોલીસ સિપાઈ ઉપર ફરિયાદ કરવા મંજુરીની જરુર નથી. નાયબ ફોજદાર કે ફોજદાર ઉપર ફરિયાદ કરવી હોય તો મંજુરી મેળવ્યા વગર ફરિયાદ ચાલી શકતી નથી, પરંતુ આથી કચેરીમાં ફરિયાદ કરવા હરકત નથી, જ્યાં જ્યાં મંજુરીની જરૂર હશે ત્યાં ત્યાં ન્યાયાધિશીમાંથી તમને ખબર આપવામાં આવશે, એટલે મંજુરી મેળવવા તજવીજ કરવી. માત્ર તેવી મંજુરી મેળવ્યા બાદજ કામની શરૂઆત થશે.

આબરૂ લીધા બાબતની ફોજદારી નિબંધ ક. ૩. ૩૬૯–૩૭૦ –૩૭૧ અને ક. ૪૮૮ થી ૪૯૫ મી સુધીની કલમો બાબતની ફરિયાદ તે ગુન્હાથી જે સખસને નુકસાન પહોંચ્યું હોય, તેની ફરિ-

યાદ વગર કામ ચાલી શકે નહી, પરંતુ જેને નુકસાન થયું હોય તે દેશના રીતરિવાજ પ્રમાણે હાજર થવાની ફરજ પાડી ન શકાય એવી ઓરત હોય, અઢાર વર્ષથી ઓછી ઉમ્મરનો સખસ હોય, મંદબુદ્ધિનો કે ગાંડો હોય અગર મંદવાડ કે અશક્તતાના લીધે ફરિયાદ કરવાને અશક્ત હોય તો ન્યાયાધિશીની પરવાનગી મેળવી તે સખસના બદલે બીજો સખસ ફરિયાદ કરી શકશે. આવી પરવાનગી મેળવવા આઠ આનાની ટીકીટ ચોઢી અરજી કરવી જોઇએ.

ફોજદારી નિબંધની ક. ૪૯૪ ૪૯૭ તથા ૪૯૮ (ખોટી જ્ઞાત બતાવી લગ્ન કરવું, છિનાળા તથા પરણેતર સ્ત્રીને ફોસલાવી જવાના ગુન્હા) બદલ સ્ત્રીના ધણીએ ફરિયાદ કરવી જોઈએ. પણ તેની ગેરહાજરીમાં તેના તરફથી જે માણસના હવાલામાં તે સ્ત્રી, ગુન્હો કરવામાં આવ્યો હોય તે વખતે હોય તે સખસે ન્યાયાધિશીની પરવાનગી મેળવીને ફરિયાદ કરવી જોઇએ, પણ જો તે સ્ત્રીનો ધણી ૧૮ વર્ષથી ઓછી ઉમ્મરનો, મંદબુદ્ધિનો, ગાંડો અગર મંદવાડ કે અશકતતાને લીધે ફરિયાદ કરવા અશક્ત હોય ત્યારે, તેના તરફથી બીજો કોઈ સખસ ન્યાયાધિશીની પરવાનગી મેળવીને ફરિયાદ કરી શકશે. ટુંકાણમાં સ્ત્રીના ધણી શિવાય બીજાએ ફરિયાદ કરવી હોય તો પ્રથમ ન્યાયાધિશીની પરવાનગી મેળવવા આઠ આનાની ટીકીટ ઉપર અરજી કરવી, અને તેમાં કારણો લખી ફરિયાદ કરવા રજા મેળવવી, આવી રજા મેળવ્યા વગરની ફરિયાદ કાઢી નાંખવામાં આવે છે.

ફોજદારી નિબંધની ક. ૪૯૯, સ્ત્રીને બગાડવા બાબતના ગુન્હા બદલ જે સ્ત્રીના ઉપર એવો ગુન્હો કર્યો હોય તે સ્ત્રીના બાપે, અથવા માએ, અથવા તે ગુન્હો કરવામાં આવ્યો તે વખતે સદરહુ સ્ત્રી, જે સખસની કાયદેસર સંભાળ અગર હવાલામાં હોય તેને ફરિયાદ કરવા હક્ક છે. તેમને પરવાનગીની જરૂર નથી.

કોઈ સખસ પોલીસ અધિકારનો અને જામીન નહી લેઇ શકાતો

હોય તેવો ગુન્હો કોઇ ખાનગી સખસના દેખતાં કરે તો તે ખાનગી સખસ તેને પકડવાને મુખત્યાર છે, અથવા કોઈ સખસ ગુન્હેગાર છે, એવું જાહેરનામું કાઢયું હોય તેને પકડવાને કોઈ પણ ખાનગી સખસ મુખત્યાર છે. આવી રીતે કોઈ પકડે તો તે પકડેલા સખસને તરત પોલીસ અમલદારને સોંપી દેવો. તેમની ગેરહાજરીમાં પાસેના પોલીસ થાણામાં લેઇ જવો અથવા પહેરામાં રાખી મોકલવો.

આવી રીતે પકડેલા સખસને પકડવાનું કારણ જણાવવું જોઇએ, પણ તે સખસ કોઇ પણ ગુન્હો ખરેખર કરતો હોય તેજ વખતે પકડાય. અથવા તે નાઠા પછી તરતજ તેની પાછળ પડીને પકડવામાં આવ્યો હોય, અથવા તે મરણીઓ અથવા જોખમ ભરેલી ચાલનો હોય તો પકડવાનું કારણ જણાવવાની જરૂર નથી. ધારો કે એક માણુસ ચોરી કરે છે તેને આપણે ચોરી કરતાં દેખીએ તો પકડવાનું કારણ જણાવ્યાવગર તેને પકડી થાણામાં લેઈ જઇ શકીએ.

જામીન લેઇ શકાય નહી એવા કોઇ પણ ગુન્હાના તહોમત બદલ કોઇ પણ માણુસને પોલિસે પકડયો હોય તો ન્યાયાધિશીમાં જામીન ઉપર છૂટવા બદલ તે અરજી કરી શકે છે. આવી અરજીને ટીકીટની જરૂર નથી. સાદા કાગળ ઉપર ચાલે. આવા ગુન્હા બદલ કોઈ પણ સખસ ઉપર ફરિયાદ થયાની ખબર પડે, અને પોલીસે તેને પકડયો ન હોયતો, તે બારોબાર ફોજદારી ન્યાયાધિશીની આગળ હાજર થઇ જામીન ઉપર છુટવા અરજી કરી શકે છે. આવી અરજીને આઠ આનાની ટીકીટ ચોઢવી પડે છે

મોતની અગર જન્મટીપની સજા કરી શકાય એવા કોઇપણ ગુન્હા માટે તકશીરવાન છે એમ માનવાને ન્યાયાધિશીને વ્યાજબી કારણ જણાયતો જામીન ઉપર છોડી શકે નહી, પરંતુ ૧૬ વર્ષથી ઓછી ઉમ્મરનો સખસ, કોઇ સ્ત્રી, અથવા કોઇ માંદા અગર અશકત સખસને ન્યાયાધિશી છોડી શકે છે.

મોતની અગર જન્મટીપની સજા કરી શકાય, એવા ગુન્હા

શિવાય બીજા ગુન્હાઓ બદલ ઘણું ખરૂં ન્યાયાધિશી જામીન ઉપર છોડે છે, પણ તે કેવળ ન્યાયાધિશીની મરજી ઉપર છે.

કોઇ સખસ કોઇનો જામીન થતો હોય તો ગમે ત્યારે તે જામીનખત, ન્યાયાધીશીમાં અરજી કરવાથી રદ્દ કરી શકાશે. જેનો જામીન તે થયો હોય તેને ન્યાયાધિશીમાં તેણે લાવવો. ન લાવી શકાય તો અરજી કરેથી તરતજ તેને પકડવાનું વારંટ ન્યાયાધિશીને કાઢવું પડે છે.

આરોપી દિવાનો નહી હોય તોપણ ચાલેલું કામ તેને સમજાવી શકાતું નહી હોય, અથવા આરોપી બેહેરો તથા મૂંગો હોય તો ફોજદારી ન્યાયાધિશી તેના વિરૂદ્ધ કામ ચલાવી શકે છે, પણ શિક્ષા કરવી હોય તો કામના કાગળો અને અભિપ્રાય લખી વરિષ્ટ ફોજદારી ન્યાયાધિશીમાં મોકલવા પડે અને શિક્ષા માત્ર વરિષ્ટ ફોજદારી ન્યાયાધિશીજ કરી શકે છે.

કોઈ આરોપી દિવાનો હોય, અને તેથી તેનો બચાવ કરવા શક્તિમાન ન હોય, તો તે દિવાનો રહે ત્યાં સુધી તેના વિરૂદ્ધનું કામ ન્યાયાધિશીને યોગ્ય લાગે તો મુલતવી રાખી શકે, અને દિવાનો રહે ત્યાં સુધી હાજર થવા બાબત જામીન લેઇ છૂટો કરી શકે, પણ જો ન્યાયાધિશીને લાગે કે જામીન ઉપર છોડવો વ્યાજબી નથી તોતે દિવાના સખસને તુરંગમાં અથવા હજૂરે પસંદ કરેલી બીજી જગામાં સારા જાપતાથી રાખવાનો હુકમ પણ કરે-

દિવાનો સખસ કદી પણ સારો થાય તેમ નથી, પણ તેને છોડી મુકવામાં આવે તો પોતાની જાતને અથવા બીજાને નુકસાન કરે તેવો ભય નથી એમ વૈદ્યકીય અમલદારો અભિપ્રાય આપે અને ન્યાયાધિશીને વ્યાજબી લાગેતો તે ફોજદારી ન્યાયાધિશી પ્રાંત ફોજદારી ન્યાયાધિશી વર્ગ ૧ની મંજુરી લેઈ છોડી શકે છે, અને જો તે કામ પ્રાંત ફોજદારી ન્યાયાધિશીમાં ચાલતું હોયતો વરિષ્ટ ફોજદારી ન્યાયાધિશીની મંજુરી મેળવી છોડી શકે છે.

દિવાના સખસનો સગો અગર મિત્ર અરજી કરેતો તેના કબ-જામાં પણ જામીન લેઇ ન્યાયાધિશીને વ્યાજબી લાગે તો સોંપે છે.

આરોપીને ઠરાવની નકલ તથા પ્રાંત ફોજદારી ન્યાયાધીશીમાં પંચથી ઈન્સાફ કરવામાં આવે ત્યારે પંચને આપેલા આદેશની નકલ વગર ઢીલે મળી શકે છે, પણ તેના માટે તેણે માગણી કરવી જોઇએ.

આરોપીને મોતની સજાનો હુકમ કરવામાં આવે તો વગર લાગતે હુકમની નકલ તેને મળી શકે છે.

લોકોને જવા સારૂ ફોજદારી ન્યાયાધીશી ખૂલ્લી છે, પણ અમુક કામની ચોકસી ચાલતાં સુધી ન જવા દેવા ફોજદારી ન્યાયા-ધીશી હુકમ કરી શકે છે.

જ્યારે કોઈ સખસ ઉપર કોઈ ગુન્હા બાબત શિક્ષાનો હુકમ થયો હોય ત્યારે કોઇ પણ વખતે હજૂર એ શિક્ષા માફ કરી શકે છે, આ બદલ આરોપી હજૂરમાં અરજી પણ કરી શકે છે.

કોઇ પણ માણસને પકડવાનો કોઇ ફોજદારી ન્યાયાધિશીને અથવા પોલીસ અમલદારને અધિકાર હોય તેવા માણસને પકડવામાં અથવા છટકી જતો અટકાવવામાં અથવા સુલેહનો ભંગ બંધ પાડવામાં અથવા સુલેહના ભંગનો અટકાવ કરવામાં અથવા હરકોઇ આગગાડી, નેહેર, ટેલીગ્રાફ, અથવા સરકારી યા સાર્વજનિક મિલ્ક-તને નુકસાન કરવાની કોશીસનો અટકાવ કરવામાં, અથવા હંગામો, અથવા બખેડો બંધ પાડવામાં વ્યાજબી રીતે મદદ માગે તેવા દરેક માણસની વ્યાજબી સબબ ન હોય તો મદદ કરવાની ફરજ છે, વ્યાજબી સબબ હતો એ વાત સાબીત કરવાની તે સખસને માથે ફરજ છે, આવી રીતે કોઇ સખસ મદદ કરે તો **એક અઠવાડિયાની અંદર અરજી કરેતો મદદ કર્યા બદલનો દાખલો તે હકથી લેઈ શકે છે.**

સુલેહનો ભંગ કરશે, અગર સુલેહનો ભંગ ઘણું કરીને થાય એવું કંઈ ગેરવ્યાજબી કૃત્ય કરશે એમ કોઈને લાગે તો જામીન લેવડાવવા તે સખસ પ્રાંત ફોજદારી ન્યાયાધિશી વર્ગ ૧ને, વિભાગ ફોજદારી ન્યાયાધિશીને અથવા પહેલા વર્ગના ફોજદારી ન્યાયાધિશીને અરજી કરી શકશે જમીન અથવા પાણીના સંબંધ અથવા તેની હદ સંબંધી અગર પડોશ હકક સંબંધી તકરાર હોયતો પણ આવી અરજી કરી શકાય છે.

જયારે ૨૧ વર્ષથી ઓછી ઉમ્મરના કોઇ સખસ ઉપર અથવા કોઈ પણ ઉમ્મરની સ્ત્રી ઉપર મોતની, જન્મટીપની, અગર દસ વર્ષની શિક્ષા શિવાયની ગમે તે શિક્ષા થઇ શકે એવો કોઈ ગુન્હો પ્રથમવાર સાબીત થયો હોયતો જામીન સાથે અથવા જામીન વગર ખત કરાવી લેઈ ફોજદારી ન્યાયાધિશી બીજી શિક્ષા કર્યા વગર છોડી મુકી શકે છે.

કોઈ પણ કામમાં કોઇ સખસ ચોરીના, ઘરમાંની ચોરીના, મિલ્કતનો સાપરાધ ખોટો ઉપયોગ કરવાના, ઠગાઇ કરવાના કે ફોજદારી નિબંધ અન્વયે જેને માટે બે વર્ષથી વધારે કેદની શિક્ષા થઇ શકતી ન હોય એવા અથવા ફોજદારી નિબંધ શિવાયના બીજા સ્થાનિક કાયદા અન્વયેના (બાળલગ્ન પ્રતિબંધક નીબંધ અન્વયેના ગુન્હા શિવાયના) કોઇ પણ ગુન્હાને માટે પ્રથમ વારજ તકસીરવાન ઠરેતો તેને કોઇ પણ શિક્ષા ફરમાવવાને બદલે યોગ્ય ચેતવણી આપીને ફોજદારી ન્યાયાધિશી છોડી શકે છે.

## કયાકયા ગુન્હા કેવી રીતે માંડી વાળી શકાય છે તે.

નીચેના ગુન્હાઓ બદલ ફરિયાદ હોય તો તેનું રાજીનામું માત્ર કચેરીમાં અરજી આપવાથી પોતાની મેળે કરી શકાય છે, જેમાં ન્યાયાધિશીની પરવાનગીની જરૂર નથી. આવી કલમોનો ગુન્હો હોય તો કોણ માંડી વાળે તે આસન ૩ માં બતાવેલું છે એટલે રાજીનામામાં તે માણસે તથા આરોપી અગર વધુ આરોપીઓ હોય તો તે પૈકી થોડાએ સહીઓ કરી રાજીનામું કચેરીમાં આપવાથી આખું કામ માંડી વળાય છે.

| ગુન્હાનો પ્રકાર. | ફોજદારી નિબંધની કલમ | કોણ માંડી વાળી શ |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| કોઇ સખસની ધર્મ સંબંધી લાગણી દુખાવાના પાકા ઇરાદાથી કંઇ શબ્દો બોલવા વિગેરે. | ૨૫૯ | જે સખસની ધર્મ સ બંધી લાગણી દુખા વાનો ઇરાદો હોય સખસ. |
| મારામારી કરવી | ૩૦૬<br>૩૧૦ | જે સખસને માર્યો હો તે સખસ. |
| સાધારણ વ્યથા કરવી | ૩૦૯<br>૩૧૧ | જે સખસને વ્યથા ક હોય તે સખસ. |

| | | |
|---|---|---|
| હુમલો કરવો અથવા સાપરાધ બળ વાપરવું | ૩૨૩<br>૩૩૦ | જે સખસ ઉપર હુમલો કર્યો હોય અથવા સાપરાધ બળ વાપર્યું હોય તે સખસ |
| કોઇ સખસને ગેરવ્યાજબી અટકાવ કરવો | ૩૩૬<br>૩૩૮ | જે સખસને અટકાવ કર્યો હોય તે સખસ |
| કોઇ સખસને ગેરવ્યાજબી કેદ કરવી જો તે ગુન્હો ચોથા દરજ્જાનું ગેરવર્તન હોય તો | ૩૩૭<br>૩૩૯(ગ) | જે સખસને કેદ કર્યો હોય તે સખસ. |
| કાયદા વિરૂદ્ધ જબરાઇથી મજૂરી કરાવવી | ૩૫૮ | જે સખસ પાસે જબરાઇથી મજૂરી કરાવી હોય તે સખસ |
| તરી અગર ખુશકીના રસ્તાની મુશાફરીમાં નોકરી કરવાનો રાજ્યમાન કરાર તોડવો | ૩૫૮<br>(ક) | જે સખસને નુકસાન પહોંચ્યું હોય તે સખસ |
| લાચાર સખસોની સારવાર કરવાનો તથા હાજતો પૂરી પાડવાનો રાજ્યમાન કરાર તોડવો | ૩૫૮<br>(ખ) | સદર |
| જે જગ્યો ઉપર ચાકરી કરવાના રાજ્યમાન કરાર કર્યો હતો તે જગ્યો પર ધણીના ખર્ચે ચાકરને લઇ ગયા હોય અથવા તેને અગાઉથી કાંઈ રકમ આપી હોય તેવા ચાકરે તેવો રાજ્યમાન કરાર તોડવા | ૩૫૮<br>(ગ) | સદર |
| સાપરાધ ધમકી, જ્યારે તે ગુન્હો આઠમા દરજ્જાના બીજા વર્ગનો અપરાધ ન હોય ત્યારે | ૩૬૦<br>(ખ) (ગ) | જે સખસને ધમકી આપી હોય તે સખસ. |
| ગાળાગાળી કરવી. | ૩૬૩ | જે સખસને ગાળ દીધી હોય તે સખસ. |
| ઇરાદાપૂર્વક અપમાન કરવું | ૩૬૪ | જે સખસનું અપમાન કર્યું હોય તે સખસ. |
| તારા ઉપર ઇશ્વરની અપ્રસન્નતા થશે | ૩૬૬ | જે સખસના સંબંધમાં |

| એવો ભય ઉત્પન્ન કરીને કોઈ સખસ પાસે કરાવેલું કૃત્ય | | ગુન્હો કર્યો હોય તે સખસ |
| --- | --- | --- |
| આબરૂ લેવી | ૩૬૯ | જે સખસની આબરૂ લીધી હોય તે સખસ. |
| કંઇ બાબત આબરૂ લેવા જેવી છે એમ જાણ્યા છતાં તે છાપવી અથવા કોતરવી | ૩૭૦ | સદર |
| આબરૂ લેવા જેવી બાબતવાળી છાપેલી અથવા કોતરેલી વસ્તુ વેચવી | ૩૭૧ | સદર |
| બિગાડ, જ્યારે જે હાનિ અથવા નુકસાન કરવામાં આવે તે ફક્ત કોઈ ખાનગી સખસને કરેલી હાની અથવા નુકસાન હોય ત્યારે | ૪૩૩<br>૪૩૪ | જે સખસને હાનિ અથવા નુકસાન કરવામાં આવે તે સખસ. |
| જમીન ઉપર સાપરાધ પ્રવેશ | ૪૫૧<br>૪૫૨ | જે મિલકતમાં પ્રવેશ કર્યો હોય તે મિલકત જે સખસના કબજામાં હોય તે સખસ કિંવા જે સરકારી નોકરે સરકાર તરફે ફરિયાદ માંડી હોય તે નોકર. |
| ગૃહ પ્રવેશ જો તે પ્રવેશ ચોથ્થા દરજાનું ગેરવર્તન હોય તો | ૪૫૪ | સદર |
| છિનાળું | ૪૯૬<br>૪૯૭ | તે સ્ત્રીનો ધણી |
| સાપરાધ ઇરાદાથી કોઇ પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી અથવા લઈ જવી અથવા અટકાવી રાખવી અથવા તેની સાથે નીકળી જવું | ૪૯૮ | સદર |
| નાતરીયા ન્યાતની સ્ત્રીએ ફારગતી મળ્યા વગર બીજા માણસ સાથે નીકળી જવું અથવા નાત્રું કરવું અથવા તેને રાખવી | ૪૮૮ | જે સખસને નુકસાન પહોંચ્યું હોય તે સખસ |

| | | |
|---|---|---|
| કોઈ પરણેલી સ્ત્રીને ફારગતી મળ્યા વગર કોઈ નજીકના સગાએ નાત્રે દેવી | ૪૮૯ | સદર |
| નજીકનો સગો ન હોય એવા માણસે કલમ ૪૮૯ માં કહેલો ગુન્હો કરવો | ૪૯૦ | સદર |

નીચેના ગુન્હાઓ બદલ ફરિયાદ હોય તો તેનું રાજી-નામું ન્યાયાધિશીની પરવાનગીથી કરી શકાય છે.

| | | |
|---|---|---|
| મહાવ્યથા કરવી | ૩૧૨ | જે સખસને વ્યથા કરી હોય તે સખસ |
| ભયંકર શસ્ત્ર અથવા ઉપાયથી સાધારણ વ્યથા કરવી | ૩૧૩ (૧) | સદર |
| માણસની જીંદગી જોખમમાં આવે એવા કૃત્યથી વ્યથા અથવા મહા-વ્યથા કરવી | ૩૧૭ | સદર |
| કોઇ સખસને ગેરવ્યાજબી કેદ કર-વાની કોશિસ કરવામાં હુમલો કરવો અથવા સાપરાધ બળ વાપરવું | ૩૩૮ | જે સખસ ઉપર હુમલો કરવામાં આવ્યો હોય અગર જેના ઉપર સાપ-રાધ બળ વાપરવામાં આવ્યું હોય તે સખસ |
| ત્રણ દીવસ અગર તથા વધારે વખત કોઇ સખસને ગેરવ્યાજબી કેદ કરવી | ૩૩૯ क ख | જે સખસને કેદ કર્યો હોય તે સખસ |
| છાની ગેરવ્યાજબી કેદ કરવી | ૩૪૦ ख | જે સખસને કેદ કર્યે હોય તે સખસ |
| સાપરાધ ધમકી | ૩૬૦ क | જે સખસને ધમકી આપી હોય તે સખસ |
| સ્ત્રીને લજવવાના ઇરાદાથી બોલેલ શબ્દ અથવા કરેલા ચાળા અને કૃત્ય | ૩૬૫ | જે સ્ત્રીને લજવવાનો ઇરાદો હોય તે સ્ત્રી. |
| બદદાનતથી મીલકતનો ખોટો ઉપયોગ | ૪૦૫ | જે મીલકતનો ખોટાં ઉ-પયોગ કર્યો હોય તેનો માલીક. |
| ઠગાઇ | ૪૨૩ | જે માણસને ઠગાવવામાં |

| | | |
|---|---|---|
| | | આવ્યો હોય તે સખસ |
| ઠગાઇ કરીને મીલકત લેવી | ૪૨૪ | સદર |
| વેશ લઇને ઠગાઇ કરવી | ૪૨૫ | સદર |
| જે સખસનો લાભ જાળવવાની ફરજ હોય તેને ગેરવ્યાજબી હાનિ થાય એવી ઠગાઇ | ૪૨૬ | સદર |
| પાણી સીચવાનાં કામોને નુકશાન કરીને અથવા ગેરવ્યાજબી રીતે પાણીનો રસ્તો બદલી બીગાડ કર્યો હોય અને તેથી માત્ર કોઇ ખાનગી સખસનેજ નુકશાન થયું હોય તો | ૪૪૨ | જે સખસને નુકશાન થયું હોય તે સખસ |
| કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ ગૃહપ્રવેશ કરવો | ૪૫૭ | જે ઘરમાં પ્રવેશ કર્યો હોય તે ઘર જેના કબ-જામાં હોય તે સખસ |

**ટીપ**—આ શિવાય બીજા ગુન્હા માંડીવાળી શકાતા નથી તે જાણવું ખાસ જરૂરનું છે. જે કલમોના ગુન્હા માંડી વાળી શકાય તે ગુન્હાની મદદગારી તથા તે ગુન્હાની કોશિસના ગુન્હા પણ ઉપર બતાવ્યા પ્રમાણેજ માંડીવાળી શકાય છે.

સગીર એટલે ૧૮ વર્ષથી ઓછી ઉમ્મરનો, ગાંડો અથવા દિવાનો સખસ, જો તે તેવો ન હોત તો જે ગુન્હો માંડી વાળી શકત તેવો ગુન્હો માંડીવાળવાનો અધિકાર તેના વતી કરાર કરવાનો અધિકાર હોય તે સખસને ન્યા. ની પરવાનગીથી અધિકાર છે.

# સુધરાઇ નિબંધ વિષે

આ રાજ્યમાં સુધરાઈ સંસ્થાઓ આવેલી છે તેના બે પ્રકાર પાડવામાં આવેલા છે. વડોદરા શહેર સુધરાઈને આ સુધરાઈઓથી જુદી પાડવામાં આવી છે. अ વર્ગ સુધરાઈ અને ब વર્ગ સુધરાઇ એ પ્રમાણે બન્ને પ્રકારની સુધરાઈઓને ઓળખવામાં આવે છે.

સુધરાઇની સ્થળસીમા ઠરાવવાનો, વધારવાનો, કમી કરવાનો તથા બીજી રીતે ફેરફાર કરવાનો સરસુબા એમને હજૂર મંજુરીથી ઠરાવવા અધિકાર છે.

સુધરાઇમાં અધ્યક્ષ શિવાયના સભાસેદોની સંખ્યા ઠરાવવામાં આવે તેના ૢ જેટલા ચૂંટેલા અને ૢ જેટલા સરકારમાંથી નિમવામાં આવે છે.

સુધરાઈના મતાધિકારીની લાયકી નીચે પ્રમાણે ઠરાવવામાં આવેલી છે:-

જેની ઉંમર ૧૮ વર્ષની થઇ હોય તેવો ઈસમ જે

(૧) રૂ. ૧૦ અગર હજૂર ઠરાવે તેટલા આકારની જમીનનો ખાતેદાર હોય અગર

(૨) રૂ. ૨૦૦ અગર હજૂર ઠરાવે તેટલી સ્થાવર મિલ્કત ધરાવતો હોય, અગર

(૩) રૂ ૧૦૦ અગર હજૂર ઠરાવે એટલી વાર્ષિક પેદાશ હોય, અગર

(૪) ગુજરાતી સાતમું ધોરણ, દેશીભાષાની સ્કુલફાઈનલ, વિશ્વ વિદ્યાલયની મેટ્રીક, સ્કુલફાઈનલ, અગર તેથી ચડતા દરજ્જાની પસાર કરેલી હોય, અગર

(૫) રૂ. ૩ અગર હજૂર ઠરાવે તેટલો કર ભરતો હોય, તે ઇસમ મતાધિકારી થઈ શકે છે.

સભાસદ થવા માટે નીચે પ્રમાણે લાયકી ઠરાવવામાં આવી છે:-

(૧) ઈન્સાફનું કામ કરતો ન હોય એવો દરેક સન્માનીય ફોજદારી ન્યાયાધિશ,

(૨) કોઈ પણ વિશ્વવિદ્યાલયનો પદવીધર,

(૩) આ રાજ્યની અગર બ્રીટીશ રાજ્યની વકીલની, એડવો-કેટની, બેરીસ્ટરની અથવા આ રાજ્યની મુલકી ખાતાની બીજી પરિક્ષા પસાર કરી હોય એવો,

(૪) જેની વાર્ષિક પેદાશ રૂ. ૧૦૦૦ કરતાં કમી ન હોય એવો, અથવા

(૫) જેની સ્થાવર મિલ્કત રૂ. ૫૦૦૦ કે તેથી વધારે કિંમતની હોય એવો અને

જેની ઉમરને ૨૧ વર્ષ પુરાં થયા હોય એવો ઇસમ હોવો જોઇએ.

દરેક સુધરાઈમાં એક અધ્યક્ષ અને એક ઉપાધ્યક્ષ હોય છે. અધ્યક્ષ ચૂંટવાનો અધિકાર આપેલો ન હોય તો સરસુબા ઠરાવે તે અધ્યક્ષ થાય છે. ઉપાધ્યક્ષ સભાસદો પોતામાંથી ચૂંટી કાઢે છે.

અધ્યક્ષની ગેરહાજરીમાં ઉપાધ્યક્ષ અધ્યક્ષના અધિકારો વાપરી શકે છે.

દરેક સુધરાઇની સમગ્રસભા દરમહીને ભરવા ઠરેલું છે.

જરૂરીઆત કામ માટે અને એક ચતુર્થાંશ કરતાં ઓછા નહી એટલા સભાસદોએ દરખાસ્ત કરી હોય ત્યારે દરમ્યાન પણ ખાસ સમગ્રસભા ભરી શકાય છે.

સમગ્ર સભા ભરવાના ૭ દિવસ અગાઉ અને ખાસ સમગ્ર સભા ભરવાના કામે ૩ દિવસ અગાઉ સૂચના સભાસદોમાં ફેરવવા ઠરેલું છે.

સભાસદોની એકંદર સંખ્યામાંથી અડધાથી ઓછા નહીં એટલા સભાસદો હાજર હોય એટલે સભાનું કામ ચલાવી શકાય છે. સભાસદોની સંખ્યા અડધા કરતાં ઓછી હોય તો સભા મુલત્વી રાખી નીમેલા દિવસે જેટલા સભાસદો હાજર હોય તેટલાથી કામ ચલાવી શકાય છે

સુધરાઇનો કોઈ પણ ઠરાવ પસાર થયા પછી સમગ્રસભાના સઘળા સભાસદોમાંથી ઓછામાં ઓછા અડધા સભાસદોના મતથી ત્રણ મહીનાની અંદર ફેરવી અગર રદ કરી શકાય છે.

સમગ્ર સભા તરફથી જુદા જુદા કામો માટે પેટાસમીતિઓ નિમવામાં આવે છે અને તે પેટાસમીતિઓ સમગ્ર સભાના નિર્બંધને પાત્ર અધિકારો ચલાવે છે.

સમગ્રસભાને પેટાસભાનો ઠરાવ રદ કરવા અગર ફેરવવા અધિકાર છે;

સુધરાઈ હજૂર મંજૂરીને પાત્ર રહી નીચે પ્રમાણે કર બેસાડી શકે છે.

(૧) ઇમારતો તથા જમીનો ઉપર પટ્ટી,
(૨) જાનવર તથા હોડીઓ ઉપર કર,
(૩) વાહન ઉપરનો કર,
(૪) જકાત સંબંધી કર,
(૫) કુતરાં ઉપર કર,
(૬) જાજરૂ વેરો,
(૭) પાણી વેરો,
(૮) દીવાનો કર,
(૯) જાત્રાળુ ઉપરનો કર,
(૧૦) ચહા, કોફી, મિઠાઇ, હોટેલ વિગેરે ઉપર કર,
(૧૧) ઇમલા વિગેરેની બાંધકામની લાગત,
(૧૨) રસ્તાના ભોગવટા બાબતનો કર

ઉપર પ્રમાણે કર બેસાડી શકે છે. અને તે બદલના નિયમો સુધરાઇએ મંજૂર કરાવી લેવા પડે છે.

સુધરાઇએ બેસાડેલા કોઇ પણ કર કે લાગત જે સખસ આપવાને પાત્ર થતો હશે તે રકમ તે સખસની લહેણી રકમ પૂરતી કોઇ પણ પ્રકારની જંગમ મિલ્કત જપ્ત કરી, વસુલ કરવા સુધરાઇને અધિકાર છે. પરંતુ આવું લેહેણું જે સાલનું હોય તે પછીની બે સાલમાંજ વસુલ કરી શકે છે.

સુધરાઇએ લહેણા બાબત ઇલાજો લીધા છતાં વસુલ થતું ન હોય તો સુબા જમીનના ધારાની બાકી પ્રમાણે લહેણું વસુલ કરી આપવા મુખત્યાર છે.

## સુધરાઇએ અવશ્ય કરવાનાં કામો.

(૧) સાર્વજનિક રસ્તામાં દિવા કરવા,

(૨) સાર્વજનિક રસ્તામાં છંટકાવ કરવો,

(૩) રસ્તા, જગા, ગટરો સાફ કરાવવી,

(૪) આગ લાગે ત્યારે હોલવવી અને જીંદગીનો તથા મિલ્કતનો બચાવ કરવો,

(૫) ત્રાસદાયક અથવા ભય ભરેલા ધંધાનું અથવા કૃત્યોનું શમન કરવું,

(૬) રસ્તામાંની અડચણકારક વસ્તુઓ અગર ઘર વિગેરેમાંથી બહાર નીકળી આવેલા ભાગ કાઢી નાંખવા.

(૭) ભય ભરેલી ઇમારતોનો અથવા જગાઓનો ભય ટાળવા બંદોબસ્ત કરવો,

(૮) મડદાંની વ્યવસ્થા કરવા સારૂ જગા સંપાદન કરવી, ટકાવી રાખવી અને નિયમન કરવું,

(૯) રસ્તા, ધરનાળાં, સુધરાઈનાં હદનિશાન, માર્કેટો, પાયખાનાં જાજરૂ, પેશાબખાનાં, મોરીઓ, ગટરો, ફુવારા, તળાવો, કુવા, બાંધ તથા બીજાં કામો બાંધવાં, ફેરફાર કરવો અને ટકાવી રાખવાં.

(૧૦) લોકોને મળતા પાણી બદલ તથા તન્દુરસ્તી બદલ ભય ટાળવો,

(૧૧) રસ્તાઓને નામ તથા ઘરોને નંબર આપવા,

(૧૨) જન્મ, મરણ અને લગ્ન નોંધવાં,

(૧૩) ભયંકર રોગ ફાટી નીકળે ત્યારે માંદા માણસોને વૈદ્યકીય મદદ અને રહેવાની સગવડ કરી આપવા અને રોગ ફાટી ન નીકળે તે સારૂ અથવા તે બંધ કરવા તજવીજ કરવી,

(૧૪) પડવા જેવી ઇમારતો ઉતારવી તથા ભીડભરેલા મહોલ્લા તથા પોળો ખુલ્લી કરવી,

(૧૫) ખુલ્લી જમીનમાં પાણી ભરાઇ રહેતું હોય તો નીકાલ માટે તજવીજ કરવી.

## મરજીઆત કામો

(૧) નવીન સાર્વજનિક રસ્તા કરવા,

(૨) બાગબગીચા, પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો વિશ્રાંતિસ્થાનો, કચેરીઓ, ધર્મશાળાઓ સ્થાપવી તથા ટકાવી રાખવી,

(૩) ઝાડો રોપાવવાં,

(૪) વસ્તીની ગણત્રી કરવી,

(૫) માપણી કરવી,

(૬) ત્રાસદાયક ધંધા ચલાવવા સારૂ યોગ્ય જગા મેળવવી અથવા મેળવવા મદદ કરવી,

(૭) લોકોની તંદુરસ્તી, સલામતી, સગવડ અથવા કેળવણી વધે એવી યોજના કરવી,

(૮) સુબાની અગાઉથી પરવાનગી મેળવી.

(૧) આદરાતિથ્ય, માન પત્રાર્પણ, સમારંભ, રંજન અથવા પ્રદર્શન કરવું,

(૯) સાર્વજનિક જગ્યા અને ઇમારતોમાં દીવા કરવા,

(૧૦) સાર્વજનિક જગ્યાઓમાં પાણીનો છંટકાવ કરવો,

(૧૧) લોકોને શીતળા ટંકાવવાં,

(૧૨) સાર્વજનિક દવાખાનું સ્થાપવું, ટકાવી રાખવું અને લોકોને વૈદ્યકીય મદદ પુરી પાડવી,

(૧૩) દુષ્કાળની અથવા મોંઘવારીની વખતે નિરાધાર લોકો માટે મદદનાં કામો સ્થાપવાં,

(૧૪) મોટી આગ, રેલ, અતિવૃષ્ટિના કામે ખર્ચ કરવો,

સુધરાઇઓ પોતાના અધિકાર ચલાવવા માટે નિયમો તથા પેટા નિયમો મંજુર કરાવી કામ ચલાવે છે.

સુધરાઇને નીચે પ્રમાણે ઉત્પન્ન સરકારે આપેલ છેઃ-

(૧) ફળ હરાજીનું ઉત્પન્ન,

(૨) જળાઉ લાકડાંનું ઉત્પન્ન,

(૩) ગામઠાણનું કીરાયું,

(૪) ઘાસ હરાજીનું ઉત્પન્ન,

(૫) ડબા ફીની ઉપજ,

(૬) નિબંધ નિયમ વિરૂદ્ધ ગુન્હા સંબંધે આવેલ દંડની ઉપજ,
(૭) માટી, રેતી, કાંકરી સંબંધી લાગતનું ઉત્પન્ન,
(૮) બાંધકામ કરવા આપેલી પરવાનગીની ઉપજ,
(૯) સુધરાઇએ કર લાગત બેસાડી હોય તેનું વસુલ,
(૧૦) સુધરાઇએ જે દંડ કર્યો હોય તે નાણું,

## સુધરાઇ સંબંધી ગુન્હા

સાર્વજનિક રસ્તાની સીધી લીટીમાં સુધરાઇની પરવાનગી શિવાય બાંધકામ કરશે તે સખશને રૂ. ૨૦૦ બસો સુધી દંડની શિક્ષા થાય છે.

નવીન ઇમારત બાંધવાના કામે સુધરાઇની પરવાનગી મેળવવા ઠરેલ છે, તે વિરૂદ્ધ પરવાનગી શિવાય બાંધકામ કરશે તેનો રૂ. ૨૦૦ સુધી દંડ થશે.

સુધરાઇએ કરેલા નિયમો અગર પેટા નિયમનું, અગર તે આધારે આવેલ સૂચના અગર હુકમનું જે કોઇ સખસ ઉલ્લંઘન કરે તેનો દંડ રૂ. ૫૦ સુધી થશે;

સુધરાઇએ પોતાનો હિસાબ તથા અંદાજ દરસાલ પ્રસિદ્ધ કરવા ઠર્યું છે.

નાયબસુબાને સુધરાઇ ઉપર દેખરેખ રાખવા અને સુબાને સુધરાઇનો ઠરાવ રદ્દ કરવા અધિકાર છે.

## બાંધકામની પરવાનગી.

કોઈ પણ ઇમારત બાંધવાનો અથવા કોઇપણ વિદ્યમાન ઇમારતમાં બહારનો ફેરફાર, અથવા કંઇ વધારો કરવાનો જે માણસનો ઇરાદો હોય તેણે બાંધવા માંડયા પહેલાં, અથવા ફેરફાર અથવા વધારો કરવા માંડયા પહેલાં તે બાબત સુધરાઇને લેખી અરજી એક આનાના ન્યા૦ નો સ્ટાંપ ચોઢી કરવી જોઇએ

આવી અરજી સાથે ઇમારતની હદ, પ્રકાર, હવા આવવા જવા બાબત, મોરીઓ, ગટરો, જાજરૂ, પ્લીંથ કયાં અને કેવી રીતે બાંધવાનો છે તે બાબતનો નકશો રજુ કરવો જોઇએ.

---

# વડોદરા રાજ્યશાસન નિબંધ વિષે.

વડોદરા રાજ્યશાસન નિબંધને ઇંગ્રેજી ભાષામાં 'ધી ગવ્હર્નમેન્ટ ઓફ બરોડા એક્ટ' કહેવામાં આવે છે.

**શ્રીમંત સરકાર પ્રતાપસિંહ મહારાજ ગાયકવાડ** વડોદરા રાજ્યની ગાદી ઉપર બેઠા તે દિવસે એક ઢંઢેરો બહાર પાડયો હતો, અને તેમાં રાજ્યશાસન કેવી રીતે ચલાવવામાં આવશે તે જાહેર કરવામાં આવ્યું હતું. ઢંઢેરો તા. ૭ માહે ફેબ્રુઆરી સને ૧૯૩૯ ના રોજ બહાર પડેલો હતો.

સને ૧૯૩૮ માં શ્રીમંત સરકારે સરકારી અને બીનસરકારી સભાસદોની એક કમીટી ધારાસભાની વધુ પ્રગતિ કેવી રીતે થઇ શકે તે બદલ નીમેલી હતી. એ સમિતિએ સર્વાનુમતે ભલામણો કરેલી તેજ ભલામણોને **શ્રીમંત સરકાર પ્રતાપસિંહ મહારાજ ગાયકવાડે** તા. ૨૦ માહે ફેબ્રુઆરી સને ૧૯૩૯ ના રોજ સંમતિ આપેલી હતી, અને તે મુજબ સદર નિબંધ તા. ૧ માહે ફેબ્રુઆરી સને ૧૯૪૦ ના રોજ અમલમાં મુકેલો છે.

શ્રીમંત સરકાર મહારાજ સાહેબના અંગત અધિકારને આ નિબંધથી બાધ આવતો નથી.

આ નિબંધના ઠરાવો તથા કામ ચલાવવા બીજા નિયમો કરવામાં આવે, અને શ્રીમંત સરકાર મહારાજ સાહેબ બીજા હુકમો કરે, **તેને પાત્ર રહીને** રાજ્યનો કારોબાર **મંત્રીમંડળના** હસ્તક રહેશે.

મંત્રીમંડળમાં દિવાન તથા શ્રીમંત સરકાર મહારાજ સાહેબ વખતોવખત નીમે તેટલા બીજા સભાસદો રહેશે. દિવાન મંત્રી-મંડળના પ્રમુખ ગણાય છે. દિવાન તથા સભાસદોને શ્રીમંત સરકાર મહારાજ સાહેબ પસંદ કરી નીમે છે. મંત્રીમંડળના બીજા

સભાસદો પૈકી એક સભાસદ ધારાસભાના બિન સરકારી સભાસદોમાંથી પસંદ કરવામાં આવે છે. ( **પહેલ વહેલી આ કાયદા મુજબ ધારાસભા સ્થાપન થઈ તેમાં મંત્રીમંડળના સભાસદ અને લોકપ્રિય પ્રધાન તરીકે બિન સરકારી સભાસદોમાંથી કડીના વતની મે. રા. રા. મોતીલાલ છોટાલાલ દેસાઇ સાહેબને નીમવામાં આવેલા છે.** ) દિવાન તથા મંત્રીમંડળના બીજા સભાસદો શ્રીમંત સરકાર મહારાજ સાહેબને જવાબદાર હોય છે અને તેઓ શ્રીમંતની ખુશી હોય ત્યાં સુધી હોદ્દો ધારણ કરી શકે છે. શ્રીમંત સરકાર મહારાજ સાહેબ જે અધિકાર તેઓને આપે તે અધિકાર તેઓ ચલાવી શકે છે.

મંત્રીમંડળનું કામ સરળતાથી ચાલે તે માટે, શ્રીમંત સરકારની અગાઉથી મંજુરી મેળવી દિવાન નિયમો કરી શકે છે.

**ધારાસભામાં** હોદ્દાની રૂએ, શ્રીમંત સરકાર મહારાજ સાહેબે નિમેલા અને ચૂંટાયેલા એ પ્રમાણે સભાસદો આવે છે.

દિવાન, મંત્રીમંડળના બીજા સભાસદો, ન્યાયમંત્રી અને સરસુબા એ હોદ્દાની રૂઇએના સભાસદો ગણાય છે.

શ્રીમંત સરકાર મહારાજ સાહેબ ૧૭ થી વધારે નહી એટલા સભાસદો નિમે છે; તે પૈકી ત્રણથી વધારે નહી એટલા સરકારી અમલદારોમાંથી નિમે છે.

ધારાસભામાં બિનસરકારી સભાસદો પૈકી ૩૭ થી ઓછા નહી એટલા સભાસદો ચૂંટણીથી આવે છે.

ધારાસભા તેની પ્રથમની બેઠકથી ત્રણ વર્ષ સુધી જારી રહેશે; પરંતુ મુદત પુરી થતાં પહેલાં કોઈપણ વખતે શ્રીમંત સરકાર મહારાજ સાહેબ બરખાસ્ત કરી શકશે, કે ખાસ પ્રસંગે મુદતમાં વધારો કરી શકશે.

ધારાસભા બરખાસ્ત કર્યા પછી ૭ માસ અંદર ધારાસભા બોલાવવી પડે છે.

દિવાન ધારાસભાના હોદ્દાની રૂઇએ **અધ્યક્ષ** ગણાય છે.

ધારાસભામાં એક ઉપાધ્યક્ષ રહેશે. પ્રથમ ત્રણ વર્ષ માટે શ્રીમંત સરકાર મહારાજ સાહેબ ઉપાધ્યક્ષ નીમશે, અને તે પછી ધારાસભાએ ચૂંટી કાઢેલો ધારાસભાનો સભાસદ ઉપાધ્યક્ષ તરીકે રહેશે. ધારાસભાના સભાસદ તરીકે બંધ થાય કે રાજીનામું આપે તો ઉપાધ્યક્ષની જગ્યા ખાલી થયેલી ગણાય.

ધારાસભાના **બિનસરકારી** સભાસદોમાંથી નિદાન બે સદસ્ય મંત્રીઓ શ્રીમંત સરકાર મહારાજ સાહેબ નીમે છે.

લશ્કરની શિસ્ત અને હિતને અસર કરે એવો, શ્રીમંત સરકાર મહારાજ સાહેબની કચેરીને તથા ખાનગી ખાતાને અસર કરે એવો, બીજા સંસ્થાનો અગર રાજ્યો સાથેના સંબંધ કે તહનામાને અસર કરે એવો, શ્રીમંત સરકાર મહારાજ સાહેબની અને રાજઘરાણાની સત્તા અને મોભાને અસર કરે એવો, રાજ્ય વતી કરજ લેવાનું કે બાંહેધરી આપવાનું નિયમન કરે એવો, કે રાજ્ય તરફથી સ્વીકારેલી પૈસાની જવાબદારીને લગતા કાયદામાં સુધારો સૂચવે એવો, આ નિબંધના ઠરાવોને અસર કરે એવો, અગર શ્રીમંત વખતોવખત ઠરાવે તેવી બીજી કોઈ બાબતને અસર કરે એવો કોઇપણ મુસદ્દો, સુધારો, દરખાસ્ત, ઠરાવ કે પ્રશ્ન લાવી કે રજૂ કરી શકાતો નથી,

શ્રીમંત સરકાર મહારાજ સાહેબની **અગાઉથી પરવાનગી મેળવ્યા સિવાય** સરકારી કરજ કે મહેસૂલ કે કરને અસર કરે કે બોજો ઉત્પન્ન કરે એવો, શ્રીમંત સરકાર મહારાજ સાહેબની પ્રજાના ધર્મ કે ધાર્મિક હક્ક કે રિતરિવાજને અસર કરે એવો, શ્રીમંત સરકાર મહારાજ સાહેબે પોતાના અંગત અધિકારમાં કરેલા કે મંજૂર કરેલા નિબંધ, જાહેરાત, જાહેરનામા કે હુકમને અસર કરે એવો, અગર ધારાસભાના સભાસદોના હક્કને અસર કરે એવો કોઇપણ મુસદ્દો કે સુધારો રજુ કરી શકાતો નથી.

રાજ્યની કે તેના ભાગની સહીસલામતીને અગર સુલેહશાંતિને અસર થાય એવો દિવાન દાખલો આપે તો ધારાસભામાં રજુ થયેલ મુસદ્દા, કલમ, રકમ કે સુધારાના સંબંધમાં આગળની કંઈ તજવીજ કરવી નહી એવો તેઓ હુકમ કરી શકે છે.

અધ્યક્ષ અને કુલ સભાસદોની સંખ્યાના ⅓ જેટલા સભાસદો હાજર હોયા શિવાય ધારાસભાનું કામ ચાલતું નથી. ઉપર જણાવેલી સંખ્યાના સભાસદો હાજર હોય કે ન હોય તો પણ, ધારાસભાની બેઠક બીજી મુદ્દત કે તેજ દિવસના બીજા કોઇ વખત ઉપર અધ્યક્ષ મુલતવી રાખી શકે છે, કોઇપણ સભાસદ ધારાસભા આગળના કોઇપણ વિષયની ચર્ચા મુલતવી રાખવાની દરખાસ્ત લાવી શકે, પરંતુ ધારાસભાની બેઠક મુલતવી રાખવાની દરખાસ્ત લાવી શકે નહી.

દરેક નિમાયલ અને ચૂંટાયેલા સભાસદે ધારાસભામાં પહેલી-વાર પોતાની બેઠક લેતાં પહેલાં અધ્યક્ષ સમક્ષ સોગન કે પ્રતિજ્ઞા લેવી પડે.

ધારાસભાનો સભાસદ સોગન કે પ્રતિજ્ઞા લેવા ના પાડે, અગર દિવાનને પોતાની જગ્યાનું રાજીનામું આપે તો તે સભાસદની જગ્યા ખાલી પડી છે એમ ગણાય છે.

ધારાસભાનો સભાસદ નીચેના કારણે નાલાયક થાય તો તેની જગ્યા ખાલી પડેલી ગણાય છે:—

(૧) તે શ્રીમંત સરકાર મહારાજ સાહેબની નોકરીમાં, કે કોઇપણ સુધરાઇ કે સ્થાનિક સંસ્થામાં ફાયદાવાળો હોદ્દો ધારણ કરતો હોય તો; પરંતુ આ ધોરણ હોદ્દાની રૂઇએ સભાસદો કે ઉપાધ્યક્ષ કે સદસ્ય મંત્રીઓને લાગુ પડશે નહી.

**ખુલાસો:**—રાજ્યના બિનલષ્કરી કે લષ્કરી ખાતામાંનો જે હોદ્દો એવો હોય કે તે સખસ શ્રીમંત સરકારનો પૂરા વખતનો

નોકર ન હોય. કે સરકારી નોકરોના નિયમ પ્રમાણે નિવૃત્તિવેતન મળવા પાત્ર હોદ્દો ધારણ કરતો ન હોય, કે તે મળવા પાત્ર ન હોય એવી જગ્યાએ કામ કરતો હોય તો ફાયદાવાળો હોદ્દો ધારણ કરે છે એમ સમજવું નહી. કોઇ સખસ ફાયદાવાળો હોદ્દો ધારણ કરે છે કે કેમ તે પ્રશ્નનો દિવાનનો નિર્ણય આખરનો ગણાય છે.

(૨) ધારાસભાનો સભાસદ પચીસ વર્ષની અંદરની ઉમ્મરનો હોય;

(૩) તે ભ્રાંતચિત હોય;

(૪) છુટકારો ન મળેલો નાદાર હોય; કે છુટકારો મળેલો નાદાર હોય પણ તેની નાદારી તેની ગેરવર્તણૂકના લીધે નહી પણ દુર્દૈવને લીધે હોવા વિષે હકૂમતવાળા ન્યાયાધિશીએ દાખલો આપેલો ન હોય;

(૫) ચૂંટણીના ગુન્હા બદલ ધારાસભાનો સભાસદ થવાને નાલાયક ગણાશે એવું આ રાજ્યાના કે બ્રિટિશ હિંદુસ્થાનના કાયદાથી ઠરાવ્યું હોય તેવા ગુન્હા બદલ શિક્ષા થઈ હોય અને કોઇપણ કાયદાથી કે શિક્ષા કરનાર ન્યાયાધિશીના ઠરાવથી ઠરાવેલી નાલાયકીની મુદત પૂરી થઇ ન હોય અને જો એવી મુદત ઠરાવેલી ન હોય તો કામનો નિકાલ થયા તારીખથી પાંચ વર્ષ પૂરાં થયાં ન હોય;

(૬) બે વર્ષથી વધારે મુદતની કેદની કે હદપારની શિક્ષા થઇ શકે એવા ગુન્હા માટે તેને કોઈ ફોજદારી ન્યાયાધિશીએ તકસીરવાન ઠરાવ્યો હોય, અગર સારી ચાલ માટે ખત કરી આપવા તેના વિરૂદ્ધ હુકમ થયો હોય, અગર આ રાજ્યની કે બ્રિટિશ હિંદુસ્થાનની કોઈ ન્યાયાધિશીએ અમુક હદ બહાર જવું નહી કે પ્રવેશ કરવો નહી એવો કરેલો હુકમ કાયમ હોય અને તે છુટયા પછી કે હુકમમાં જણાવેલી મુદત પૂરી થયા પછી પાંચ વર્ષની કે કોઇ ખાસ કામમાં શ્રીમંત સરકાર મહારાજ સાહેબ ઓછી મુદત ઠરાવે તો તે મુદત પૂરી થઇ ન હોય તો,

(૭) ચૂંટણીના ખર્ચનું પત્રક ચૂંટણી નિયમમાં ઠરાવેલ રીતે અને મુદત અંદર રજૂ કરવા તે ચૂકયો હોય અને તે પત્રક રજૂ કરવાની તારીખથી પાંચ વર્ષ પૂરાં થયાં ન હોય કે શ્રીમંત સરકાર મહારાજ સાહેબે આવી નાલાયકી દૂર કરી ન હોય, (પરંતુ જે તારીખે પત્રક રજૂ કરવાની ફરજ હોય તે તારીખથી એક મહિનાની અગર ખાસ કામમાં શ્રીમંત સરકાર મહારાજ સાહેબ કંઈ વિશેષ મુદત ઠરાવે તે મુદત પૂરી થયાં પહેલાં આ નાલાયકીનો અમલ શરૂ થશે નહી.)

(૮) સરકારી કે સુધરાઈની નોકરીમાંથી બરતરફ થયો હોય, કે જો તેની વકીલાતની સનદ મોકૂફ કરી હોય કે વકીલાત કરવાની મના કરવામાં આવી હોય તો; (આવી નાલાયકી બરતરફીની, મોકૂફીની કે મના કર્યાની તારીખથી પાંચ વર્ષ પછી કે શ્રીમંત સરકાર મહારાજ સાહેબે કોઇ ખાસ કામમાં આ નાલાયકી માફ કરી હોય તો અમલમાં રહેશે નહી.)

**ઉપર જણાવેલી નાલાયકીવાળો સખસ ધારાસભાના સભાસદ તરીકે પસંદ થવા માટે કે ધારાસભાના સભાસદ તરીકે ચાલુ રહેવા નાલાયક ગણાય છે.**

ફોજદારી ગુન્હા માટે શિક્ષા ભોગવતો હોય તેવો સખસ ધારાસભાના સભાસદ તરીકે પસંદ કરી શકાતો નથી.

ધારાસભાના સભાસદ તરીકે ચાલૂ રહેવા નાલાયક ગણાય છે તે ઉપર બતાવેલ છે, તેની રકમ ૫ અને ૬ મુજબ જે સખસ તકસીરવાન ઠર્યાથી નાલાયક થાય તે તેવી નાલાયકીના દિવસે ધારાસભાનો સભાસદ હોય તો, તેવી નાલાયકીની તારીખથી ત્રણ મહિના પૂરા થયા પહેલાં અને જો તે મુદતમાં શિક્ષાના ઠરાવ ઉપર વિવાદ કે તપાસણી અરજ થયો હોય તો તેનો નિકાલ થતાં સુધી તેની જગ્યા ખાલી થયેલી ગણાતી નથી; પરંતુ તે મુદત

દરમ્યાન તે સભામાં બેસી કે મત આપી શકે નહી, છતાં તે તે પ્રમાણે બેસે કે મત આપે તે દરેક દિવસ માટે રૂ. ૧૦૦) ની શિક્ષાને પાત્ર થશે. ધારાસભાનો સભાસદ થવા માટે લાયક નહી હોય અગર નાલાયક હોય એવો સખસ ધારાસભામાં બેસે કે મત આપે તો તે દરેક દિવસ માટે રૂ. ૧૦૦) ની શિક્ષાને પાત્ર થશે. આ પ્રમાણેનો હુકમ ધારાસભાના અધ્યક્ષ કરે છે. અધ્યક્ષે કરેલા ઠરાવ સામે કોઇપણ ન્યાયાધિશીમાં વાંધો ઉઠાવી શકાતો નથી.

આ નિબંધના ઠરાવોને તથા ધારાસભાના કામકાજનું નિયમન કરવા માટે કરેલા નિયમ કે વહિવટી હુકમોને **પાત્ર રહીને** ધારાસભામાં કે પેટાસભામાં કહેલી કોઇપણ બાબતના સંબંધમાં કે આપેલા મતની બાબતમાં સભાના કામકાજમાં ભાગ લેવાનો હક્ક હોય એવા કોઈપણ સભાસદ કે બીજા સખસ સામે કોઇપણ ન્યાયાધિશીમાં **પગલાં લેઈ શકાતાં નથી;** અને ધારાસભાએ કે તેણે આપેલા અધિકારથી પ્રસિદ્ધ થયેલા કોઇ નિવેદન, કાગળ, મતો કે કામકાજના અહેવાલના સંબંધમાં કોઈપણ સખસ જવાબદાર ગણાતો નથી.

ધારાસભા કોઈ મુસદ્દો પસાર કરે ત્યારે દિવાન સદરહુ મુસદ્દો પોતાને જે સુધારાઓ કરવાની જરૂર જણાય તે સુધારાઓ સાથે આખો મુસદ્દો કે તેનો કોઈ ભાગ ફરી વિચાર માટે ધારાસભા તરફ પાછો મોકલી શકે છે.

જ્યારે ધારાસભાએ મુસદ્દો પસાર કર્યો હોય અને તે દિવાને ફરી વિચાર માટે મોકલ્યો ન હોય ત્યારે, તે શ્રીમંત સરકાર મહારાજ સાહેબ તરફ મંજુરી માટે સાદર કરવામાં આવે છે. તેઓ શ્રીમંત બહાલી આપે કે ના પાડી શકે. બહાલી આપે તો મુસદ્દો આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ કરવામાં આવે છે, અને ત્યારપછી તે નિબંધ તરીકે ગણાય છે અને કાયદા તરીકે તેનો અમલ થાય છે.

કોઇ મુસદ્દો ધારાસભા નામંજૂર કરે અને તે મુસદ્દો જરૂરી કાયદા તરીકે પસાર કરવાની જરૂર છે એવો દિવાન દાખલો આપે તો તે મુસદ્દો ધારાસભા આગળ મૂકવામાં આવે છે. જો ધારાસભા પોતાના નિર્ણયનો ફરી વિચાર કરવા ના પાડે તો, દિવાન સદર મુસદ્દો શ્રીમંત સરકાર મહારાજ સાહેબ તરફ સાદર કરી શકે, અને શ્રીમંત સરકાર મહારાજ સાહેબ જરૂરી કાયદા તરીકે સદર મુસદ્દો પસાર કરી શકે છે.

જે મુસદ્દો શ્રીમંત સરકાર મહારાજ સાહેબ નામંજૂર કરે તે ત્યાર પછી છ મહિના થયા શિવાય ફરી શ્રીમંત સરકાર મહારાજ સાહેબની પરવાનગી વગર સભા આગળ રજૂ કરવા દેવામાં આવતો નથી.

આ નિબંધ, નિયમ અને વહિવટી હુકમોને પાત્ર રહીને કોઇ પણ સભાસદ પ્રશ્ન પૂછી શકે અને ઠરાવ રજુ કરી શકે.

રાજ્યનું જમા તથા ખર્ચનું વાર્ષિક અંદાજપત્રક ધારાસભા આગળ મૂકવામાં આવે છે.



